# દયારત્ન માળ.

## ભાગ ૧

કિંમત રૂા. ૧—૦—૦ (પોસ્ટેજ જુદુ)

આ પુસ્તક લેવા થકી, એક પંથ દો કાજ,
એક રૂપૈઓ આપતાં, સુધરે છે બે કાજ.
સાહિત્યને પુષ્ટિ મળે, કવિને અંજલિ જાય,
માટે પુસ્તક લઇ કરો, કવિસ્મારકને સ્હાય.

કવિચર્ચા માળાનું પાનું ૧૧૬ મું વાંચશો તો જણાશે કે, "દયારત્ન માળ" ખરીદ કરવાથી, કવિ દયારામની છબી, તેમના સુંદર કાવ્યોના નમુના, અને તેમના છપાઈ ચુકેલી કવિતાઓનું પત્રક વિગેરે ઘણું જોવાનું તથા જાણવાનું મળશે.

ઠેકાણું—ભોળાનાથ બાપાલાલ કંથારિઆ
સાંકડીશેરી, રૂપનાથ બંબની પોળ, અમદાવાદ.

# કવિચર્ચા માળા

એટલે

ગુર્જર કવિરત્ન દયારામભાઇને લગતા
ગુજરાતી-ઇંગ્રેજી વર્તમાનપત્રોમાં તથા
માસિકોમાં છપાઇ આવેલા ૧૧૦ લેખોનો સંગ્રહ
સને ૧૯૦૧ થી સને ૧૯૨૫ સુધીનો.

આવૃત્તિ બીજી

ભાગ ૧-૨-૩

સંગ્રહ કરનાર તથા પ્રકાશક
ભોળાનાથ બાપાલાલ કથારિઆ.

કિંમત રૂ. ૧-૦-૦ પોસ્ટેજ જુદું
પણ
"દયારત્ન માળ" ભાગ ૧ લેનારને અડધી કિંમતે

# પ્રસ્તાવના.



**ગુર્જર કવિરત્ન દયારામની** અસલ છબી મેળવી, તે ઉપરથી **સરસ** રંગીન છબી તૈયાર કરાવી, અમદાવાદ ગુ૦ વ૦ સો૦ ના પ્રેમાભાઇ હૉલમાં ખુલ્લી મુકવાની હિલચાલમાંથી ઉપસ્થિત થયેલ ઝઘડો–**તે કવિચર્ચા** છે. દયા-રત્નમાળ, **Who is Dayaram ?** અને **Poet Dayaram Memorial** એ નામનાં ત્રણ ચોપાનિયાં પૈકી છેલ્લાં એમાં ' કવિચર્ચા '' ના છુટક કકરા પ્રસિદ્ધ થયા હતા. દયારામ સ્મારક ફંડના હેતુને અનુસરીને છપાયેલાં ઉપર લખેલાં ત્રણ લઘુ પુસ્તકો ગુર્જર પ્રજાએ છુટથી માગી લઈ ભાવથી વાંચ્યાં છે. "દયારત્નમાળ' 'ની ત્રીજી આવૃત્તી બહાર પડી ગઈ છે; અને હવે **આ કવિચર્ચા** રજુ થાય છે. એ સઘળું દયારામભાઇની કાવ્ય શક્તિ અને ગુર્જર પ્રજાની તેમના પ્રત્યેની મમતાને જ આભારી છે. હિતેચ્છુ પત્રના અધિપતિ–એ જોવાને શક્તિમાન નથી. નહિંતો વળી આજે કંઈક **ઓર-રંગ ઝામત. પણ એ સાચા દિલના** નિડર **એડિટર** પણ કવિ દયારામની સાથેજ હાલ **શ્રી હરિના દરબારમાં હોવાથી** મ્હારે હવે કંઈ કેહેવાનું રેહેતું નથી. એટલુંજ કે મ્હારા " કવિચારત્ર " સાથે આ ન વંચાય, તો વિષયની માહીતી અધુરી લેખાય; તેથીજ " **કવિચર્ચા** " આ રૂપે **બીજીવાર દર્શન** દે છે. આશા છે કે **લોકને તે વાંચતાં રમુજ સાથે કેટલીક પાછલી વાત યાદ આવશે.**

**વાંચનાર સ્હેલથી જોઇ શકે છે કે** " કવિચર્ચા "ના બે પક્ષ છે. એક પક્ષ, છબી માટેના પ્રયત્નમાં આડે આવવાની પેહેલ કરી દયારામની કવિતા નિંદી કવિને વખાણનારાને ગળે બાઝવા જાય છે, ઉઘરાંણાની વાતમાં વચન ભંગ કરે છે, અને નથી ફાવતા ત્યારે છબી ખુલ્લી મુકવાની ક્રિયાને નાટકનું રૂપ આપી રાજી થાય છે. સ્હામા પલ્લામાં એમની " આમ નહીં, એમ નહીં, તેમ નહીં,–એ નહીં, આ નહીં–ની હરકતોની ઉપર " **તમે કહો તેમ, પણ કામતો થવા દો જ** " ની દલિલ ચઢી બેસી પલ્લાને નમાવી દઇ–વિઘ્ન ક્યાં છે ? ને સરળતા ક્યાં છે ? તે આંગળી કરી બતાવે છે– એટલીજ સૂચના કરી આ [illegible]ાવના વિરામ પામે એ વાસ્તવિક લાગે છે. " **નિંદા ન કરવી** "– . [illegible] એક પ્રખ્યાત લેખક લખેછે કે–

**મ્હોટું મન**—" કાગડાની પેઠે ચાંદાં ખોળવાની ટેવ ઘણાને હોય છે; એટલે તે સ્હામાના સદ્દગુણ તરફ નહીં, પણ તેના દુર્ગુણ તરફ નજર કરે છે, અને તેની ખોડ ખાંપણ કાઢવા તત્પર રહે છે. આ સાંકડા અથવા નીચ મનની નિશાની છે. મ્હોટું મન અથવા ઉદારવૃત્તિ. એ વગર ઘણીવાર સ્હામાને ઈનસાફ આપી શકાતો નથી, અને સત્ય ખોળી કઢાતું નથી. ઘણી વાર આપણા અપૂર્ણ જ્ઞાનને લીધે કિંવા અણમાહિતીને લીધે આપણા મનુષ્ય ભાઈઓનાં કૃત્યો **નિર્દોષ ને વખાંણવા જોગ છતાં** તે આપણને દુષિત ને ઠપકો આપવા જોગ જણાય છે. **દરેક બાબત વિષે બનતા સુધી સવળો અર્થ લઇને મત બાંધવો;** કેમકે તેમ કર્યા વગર આપણે નિષ્પક્ષપાતી થઇ ન્યાય આપી શકીશું નહીં. બીજા વિષે તુલના સારા અનુભવ વગર યથાર્થ થઇ શકતી નથી, કેમકે અનુભવ અંતે તે ખરેખરા સારા માલમ પડી આવે છે; અને કોઇના કેહેવા ઉપરથી કે થોડા અનુભવથી બાંધેલું મત આખરે ખોટું પડે છે. કોઈ માણસમાં ખરેખરા દુર્ગુણ હોય, તોપણ આપણું મ્હોટું મન હશે, તો તે સદ્દગુણશૂન્ય છે એમ આપણે નહીં માંનીયે; અને ખરૂ જોઈએ તો **દરેક માંણસમાં કંઈ પણ સદ્દગુણ હોય છે જ.** ઉદાર દીલથી બાંધેલું મત સ્હામો માંણસ સમઝી જાય છે. બીજાના વીષે મત બાંધતી વખતે આપણે યાદ રાખવું જોઇએ કે **આપણાથી પણ ભુલ થાય છે;** માટે આપણા જાતીભાઈ ભૂલ કરે તો તે આપણા **તિરસ્કાર કરતાં દયાને વધારે પાત્ર છે.** જેઓ પોતા વિષે ઉંચુ મત ધરાવે છે તેઓ સાંકડા મનના હોય છે, જેઓ પોતાનું જ્ઞાન અને ખોડચો જાંણે છે, તે હમેશ નમ્ર હોય છે; અને જે નમ્ર હોય, તે હમેશ બીજા પ્રત્યે નરમાશ મ્હોટું મન-રાખે છે. **જે બીજાની નિંદા કરવા તત્પર રહે છે તે** જાંણે પોતાની જ છબી આરસીમાં દેખાડતો હોય એવું થાય છે; એટલે તે ઉપરથી તેનું પોતાનું અંતઃકરણ કેવું છે, તે જણાઈ આવે છે."

હરગોવિંદદાસ કાંટાવાળાકૃત "સંસાર સુધારો" પાનુ ૫૯-૬૦

અમદાવાદ.

તા. ૧-૧૯૨૪

**ભોળાનાથ બાપાલાલ કંથારિયા.**

# વધારો.—પ્રસ્તાવનાનો.—

માળાના મણકા ૧૦૦ કરતાં વધારે હોય છે તેમ, કવિચર્ચાના પસંદ કરેલા ફકરા, સોથી વધારે છે, માટે આ પુસ્તકનુ નામ "કવિચર્ચામાળા" આપવું ઉચિત લાગ્યું છે; અને પુસ્તકના નિચે પ્રમાણે ૩ વિભાગ કરેલા છે.

ભાગ ૧ કવિચર્ચા—પાના ૧ થી પાના ૮૨ સુધીનો

,, ૨ કવિની છબી મુકાઈ—પાના ૮૩ થી પાના ૧૧૬ સુધી

,, ૩ દયારામ જયંતિ વિગેરે...પાના ૧૧૭ થી પાના ૧૩ સુધી

૨ આ પુસ્તકમાં આપેલાં ચિત્રો—સ્વતઃ કલ્પિત નથી; પણ જે તે વખતના પેપરોમાં, જે ઢંગને ઢબથી બહાર પડેલાં, તેના નમુના રૂપ હોવાથી, એ શિલાપ્રેસનું કામ, કદાચ આકર્ષક નહીં લાગે, તે માટે પ્રકાશક દરગુજર થવા ચાહે છે; તેમજ છપાયલા મેટરમાં અશુદ્ધિ દ્રષ્ટિગોચર થાય, તો તે બેકાળજીને માટે, તથા ધાર્યા કરતા આ પુસ્તક કાંઇક વધારે મોડુ બહાર પડવા માટે પણ, પ્રકાશક ક્ષમા થવાની ઇચ્છા રાખે છે. એજ વિનંતી.

અમદાવાદ

સો. બા૦





પરમ પુજ્ય વ્હાલાં કાકી.

# અ. સૌ. કંકુબા.

"શ્રી સરસ્વતી માહાત્મ્ય"ના લેખક, તથા

"સેન્ડફર્ડ-મર્ટન"ના ભાષાંતરકર્તા, તેમજ

દિવાનજી મોતીલાલ લાલભાઇનાં સુશિક્ષિત પત્નિ વરીકે

**આપનું નામ ગુજરાતને જાણીતુ છે.**

મ્હારો સંબંધ, ભત્રિજા કરતાં પુત્ર જેવો વધારે હોવાથી,

મમત્વને લઇને

પવિત્ર સ્મરણ થઇ આવતાં,

આપના ગુણાનુવાદ

આ પુસ્તકને ૧૩મે પાંને થયેલા છે, તે

**અક્ષરે અક્ષર સત્ય છે; અને**

ગુર્જર પ્રજાને તે સ્પષ્ટ બતાવી આપે છે કે—

**આપ એક આદર્શરૂપ સન્નારી હતાં.** વળી

આપણી જ્ઞાતિના જે કોઇ

ગુર્જર અગ્રેસર મંડળની પંક્તિમાં બિરાજવાને શક્તિમાન થાય,

તેને જોઇને, તેની

ઉદાર ભાવે કદર કરવામાં, આપને પરમ સંતોષ થતો હતો.

તેથી

આપણી જ્ઞાતિના,

ગુજરાતના પ્રથમ પંક્તિના

સુપ્રસિદ્ધ

**કવિરત્ન દયારામભાઈની.**

કડવી–મીઠી ચર્ચાનું આ લઘુ પુસ્તક,

અંતરિક્ષે રહી જોતા. આપને લાગશે કે—

All's well that enas well.

તથા

આપશ્રીના પવિત્ર ચરણ કમળ સમીપ.

પૂજ્ય ભાવે નિવેદન કરૂં છું,

આ લઘુ પુસ્તક

હું

આપના પુત્રભાવ ઉછરેલા અને કળાવાયલો

સાહિત્ય પ્રેમી, ઋણાનુંબંધી બાળક



**ભોળાનાથ બાપાલાલ કંથારિઆ.**

 

# કવિચર્ચા સચિત્ર

## ( આવૃત્તિ બીજી )

સંવત ૧૯૫૨માં "નાગર ઉદય" માં ગુર્જર કવિરત્ન દયારામ વિષે એક લેખ પ્રસિદ્ધ થયો હતો. તે પછી સને ૧૯૦૧ થી આ ચર્ચાની શરૂઆત નીચે પ્રમાણે થાય છે.

**હિતેચ્છુ** તા. ૧-૮-૧૯૦૧ ( ૧ )

આવતા શનિવારે સાંજના છ વાગતાં "કવિ દયારામ જીવનચરિત્ર" ઉપર મી. ભોળાનાથ બાપાલાલ પ્રેમાભાઇ હોલમાં ભાષણ આપશે. તે વખતે સઘળાને જવાને છુટ છે.

**મુંબઇ સમાચાર** તા. ૬-૮-૧૯૦૧ ( ૨ )

અમદાવાદ. તા. ૪-૮-૧૯૦૧ ગઇ કાલે સાંજે અત્રેની જ્ઞાન વરધક સોસાઇટીવાળા મંડળ તરફથી દી. બા. અંબાલાલ સાકરલાલના પ્રમુખપણા નીચે પ્રેમાભાઈ હોલમાં "દયારામ" એ વિષય ઉપર મી. ભોળાનાથ બાપાલાલે એક રેસાલો વાંચ્યો હતો. ભાષણ કરતાએ દયારામકવિનું ચરિત્ર લખનાર જુદા જુદા લેખકોનાં પુસ્તકો ઉપરથી ઉતારાઓ કરી પોતાના ભાષણમાં રજુ કીધા હતા; અને કવિની જુદી જુદી કવિતાના નમુનાઓ પણ તેમાં ઉતારેલા હતા. તે શ્રોતા હજુર તેમણે ગાઇ બતાવ્યા હતા. ત્યારબાદ પ્રમુખે જણાવ્યું કે તમો સઘળાઓએ ભાષણ લક્ષ દઇને સાંભળ્યું માટે, તમારો ઉપકાર થયો છે. આ ભાષણકર્તાએ પોતાની નોકરી ઉપરાંતનો વખત કાહાડી કવિચરિત્રનો અભ્યાસ કીધો છે તેવો તેમનો દાખલો લઈ તમો સઘળાએ તેમ કરવું ઘટે છે. **કવિ દયારામની ભાષા મીઠી તથા રસીક છે.** ત્રીસ વરસ ઉપર કવિઓ દયારામ તથા પ્રેમાનંદમાંથી કોણ સરસ તે વિષે વાદ થયો હતો. પણ તેની સરખામણી હાલ કરવાની જરૂર નથી. તોપણ એટલું કહેવું તો જરૂરનું છે કે **શુદ્ધ ભાષા માટે દયારામની કવિતા એક નમુના રૂપ છે.** ત્યારબાદ પ્રમુખનો તથા ભાષણ કરતાનો ઉપકાર માની સભા વિસરજન થઇ હતી.

**અરજી** તા. ૮-૮-૧૯૦૧ ની ( ૩ )

મેહેરબાન ગુજરાત વરનાક્યુલર સોસાઇટીના પ્રમુખ સાહેબ.

તા. ૩-૮-૧૯૦૧ ને શનીવારે સોસાઇટી મજકુરના પ્રેમાભાઇ હોલમાં સાંજના છ વાગતાં "દયારામ ચરીત્ર" વાંચવામાં આવ્યું હતું. તેના છેવટના ભાગમાં જાહેર કરવામાં આવ્યું છે કે જાતા નર્મગદ્યમાં લખ્યા

પ્રમાણે કવિ દયારામની ખરી છબી સુરતના પ્રખ્યાત કવિ નર્મદાશંકરને ઘેર છે.

આ સાથે રા. ભોળાનાથ બાપાલાલ તરફથી આવેલા જે કાગળો અમે આપને જોવા સારૂ મોકલીએ છીએ તે ઉપરથી આપને વીદીત થશે કે સદરહુ છબી હજુ કવી નર્મદાશંકરના પુત્ર રા. જયશંકર પાસે છે.

અમે સૌ નીચે સહી કરનારનો અભિપ્રાય થાય છે કે એ છબી ગુજરાત વરનાક્યુલર સોસાઇટીએ માગણી કરી રા. જયશંકર પાસેથી લેવી જોઇએ. સોસાઈટી મજકુર તરફથી લખીને પુછતાં જો રા. જયશંકર પોતાની હોંશથી તે છબી મોકલાવી આપે તો તેમનો ઉપકાર માનવો. પણ કદાચ તેની કીંમત લેવાની ઇચ્છાથી તે સંકોચ રાખતા હોય, તો ગુજરાત વરનાક્યુલર સોસાઇટીના મોટા ફંડમાંથી જે વ્યાજબી લાગે તે પ્રમાણે તેમનું મન મનાવીને તે છબી લેવી એ અમને જરૂરનું લાગે છે. માટે આપ આ બાબતમા ઘટતું લક્ષ આપશો એમ અમારી વિનંતી છે.

**અમદાવાદ.** તા. ૮-૮-૧૯૦૧

ખુશાલરામ સારાભાઇ. ચીનુભાઇ માધવલાલ.
જેસક એનજનમીન. ગોપીલાલ મણીલાલ.
માધવલાલ હરીલાલ (જો અસલ ન મળી શકે તો નકલ મેળવી શકીશું તોપણ બસ થશે.)

**Geo. P. Tayler. (failing the orijinal a Copy should be procured. G. P. T.)**

**R. M. Sayani.** **Burjorji. D. Marfatia.**
**A. B. Dhruva.** **Jagannath Ranchhoddass.**
અમરતલાલ દામોદરદાસ હરસદરાય સુંદરલાલ રાજકવી.
Chhotalal Lalloobhai. Chimaulal Badrinath.
Dayabhai P. Derasari. Jayendra Babarao.

(નકલ)

જંવરબાગ. તેલવાડીની ચાલી, મુંબઈ, તા. ૧૮ મા સપટંબર ૧૮૯૬
રા. રા. ભોળાનાથ બાપાલાલ.
તમારો તા. ૧૫-૯-૯૬ નો પત્ર મળ્યો છે. કવિશ્રી દયારામની છબી

સુરતમાં મારે ઘેર છે એવું મને યાદ છે. મારૂ સુરત જવું થશે, ત્યારે તે તમારા ઉપયોગ માટે કહાડી આપવા મને કાંઇ અડચણ જેવું નથી. એ બાબતસર તમારોજ નહીં પણ રા. રા. જનાર્દન વિઠ્ઠલ પાઠકજીનો પત્ર પણ આવ્યો હતો, અને તેઓને મેં ઉપર પ્રમાણે ઉત્તર આપ્યો હતો.

લી. જયશંકર નર્મદાશંકર કવિના યથાઘટિત નમસ્કાર.

આવો જવાબ મળ્યા છતાં હજુ સુધી મને તે છબી મળી નથી. વળી સને ૧૮૯૯માં છપાએલા "દયારામ ચરિત્ર" ની પ્રસ્તાવનાના છેવટ ભાગમાં રા. ત્રીભુવનદાસ જમનાદાસ શેઠ B. A. લખે છે કે "આ પુસ્તકમાં દયારામની છબી આપવાનો માહારો વિચાર હતો. કવિ નર્મદાશંકરે મહા પ્રયાસ કરી મેળવેલી **દયારામની છબી** હજુ તેમને ત્યાં છે **એમ મને ખાત્રી પુર્વક ખબર મળતાં** કવિના પુત્ર રા. જયશંકરને હેને માટે મ્હેં એક કાગળ લખ્યો પણ જવાબ એવો મળ્યો કે **હાલમાં તેને માટે બની શકે એમ નથી.** આથી ઘણો દીલગીર છું કે એ સંબંધમાં મ્હારી ઇચ્છા પુર્ણ કરી શકયો નથી." **બો. બા.**

**પ્રજાબંધુ** તા. ૧૮-૮-૧૯૦૧ (૪)

ગુર્જર કવીશ્વર **દયારામની તસવીર**--અત્રેના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી અત્રેની ગુજરાત વરનાકયુલર સોસાઇટીના સેક્રેટરીને એવી અરજી કરવામાં આવી છે કે ગુજરાતના પ્રસિદ્ધ કવીશ્વર દયારામની છબી સુરતના મશહુર મરહુમ કવિ નર્મદાશંકરના પુત્ર પાસે છે. માટે તે સંબંધમાં તપાસ કરી બને તો તે છબી સોસાઇટીએ મેળવવી. જો અસલ છબી ના આપે તો તે ઉપરથી નકલ કરાવી તે સોસાઇટીમાં રાખવી. અમે આશા રાખીએ છીએ કે સોસાઇટી આ સુચનાનો અમલ કરવામાં વ્યાજબી ખર્ચ કરવા ચૂકશે નહીં; કારણ કે અમારા માંનવા પ્રમાણે સોસાઇટીની આ એક અગત્યની ફરજ છે. આજ સુધી તેણે આ ફરજ બજાવી નથી, તેનું કારણ બ્હારના કોઇ તરફથી એવી સુચના થઇ નોહોતી; અથવા તો સોસાઇટીની કાર્યકારી મંડળીને તે સુઝયુ નોહોતું, એજ કદાચ હશે. અમે આશા રાખીએ છીએ કે સોસાઇટી ઉપલી સૂચના ઉપર તાકીદે ધ્યાન આપશે.

**કાઠીયાવાડ ટાઇમ્સ** તા. ૨૧-૮-૧૯૦૧ (૫)

ગુજરાત વર્નાકયુલર સોસાઇટી અને ગુજરાતી લેખકો--ગુજરાતી ભાષાની ઉન્નતી અરથે મરહુમ ઉમદા દીલના અંગ્રેજ અમલદાર મી. ફોરબસના

પ્રયત્નથી ગુજરાત રાજનગર શહેર અમદાવાદમાં સ્થાપવામાં આવેલી ગુજરાત વરનાકયુલર સોસાઇટી દીવસ ઉગતાં સારા પાયા ઉપર મુકાતી જાય છે એ ખાતે બેશક ખુશી થવા જેવું છે. ગુજરાત વરનાકયુલર સોસાઇટીના આસી૦ પગારદાર સેક્રેટરી મરહુમ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈની કીમતી સેવાની કદર કરીને ગુર્જર સાક્ષરોના અનુમોદન સાથે તેમની એક છબી ગુજરાત વરનાકયુલર સોસાઇટીના *મકાનમાં મુકવામાં આવી છે. બેશક કવિશ્વર દલપતરામની સોસાઇટી પ્રત્યેની કાળજી એ માનને લાયકજ હતી. ભાઇબંધ "પ્રજાબંધુ" જણાવે છે કે "અમદાવાદના કેટલાક પ્રાતષ્ટિત ગૃહસ્થો તરફથી સોસાઇટીના સેક્રેટરીને એવી અરજ કરવામાં આવી છે કે ગુર્જર કવિશ્વર દયારામની તસ્વીર સોસાઇટીના મકાનમાં રાખવી...વિગેરે......

સોસાઇટીનો મુખ્ય નેમ ગુજરાતી ભાષાની ઉન્નતી કરવાનોજ હોઇ તે ભાષાના ઉત્તમ પ્રકારના લેખકો અને રસિક તથા રસજ્ઞ કવિવરો ની પીછાંન પ્રજાવર્ગમાં કરાવવાનાં દરેક સાધનોથી સોસાઇટીના ભવ્ય મકાનને શણગારવું જોઇએ છે: અને જ્યાંસુધી એવી ઐતિહાસિક જરૂરીયાત તરફ સોસાઇટીનું લક્ષ ગયુ નથી ત્યાંસુધી પ્રજામાં સોસાઈટીની અમુલ્ય સેવાઓની કદર જોઇતા સ્વરૂપમાં થઈ શકશે પણ નહીં. ચારિત્રો, **ચિત્રો,** કે ઇતિહાસ, **એ** ઉછરતી પ્રજાને **અણબોલ બોધપાઠો છે,** કે જેના વર્ણનથી ભાવી પ્રજા ધડા લેતાં શીખે છે, અનુકરણ કરે છે, અને નકલ કરે છે, અને તાદષ્ય અનુભવ થતાં તો માન અર્પણ કરે છે. ઇંગ્લાંડ, જર્મની, અને ફ્રેન્સ વગેરે સુધરેલા દેશોમાં પ્રજામાંના **નામાંકિત નરોનાં બાવલાં** તેઓની તસ્વીરો, અને તેમના નામના ઉભા કરવામાં આવેલા કીર્તિસ્થંભો તરફ ઘણું જ લક્ષ આપવામાં આવે છે, અને બેશક તેમાં તેઓનો ઘણોજ સ્તુત્ય હેતુ છે. ગુજરાત વરનાકયુલર સોસાઇટીની પૈસા સબંધી સ્થિતી સંતોષ કારક છે, અને તેની આવકના પ્રમાણમાં ખર્ચ પણ નિપુણપણે કરવામાં આવે છે. તેથી કેટલીક શિલીક ફાજલ પડેલી છે; જેમાંથી ગુજરાતી ભાષાના ઉત્તમ પ્રકારના નિબંધો તૈયાર કરાવી ભાષાના શણગારમાં વધારો કર્યા કરે છે-એ બેશક આપણુ સર્વને આનંદ ઉપજાવે તેવું છે: તોપણ ગુજરાતના થઇ ગયેલા વિરાગી, રાગી અને ત્યાગી તથા **ભકત અને મસ્ત કવિવરોની અંગત પિછાન** માટે પ્રજા સમક્ષ કંઇપણ સાધન નથી, તેમ સોસાઇટીનું ભવ્ય મકાન એવા કવિવરોની તસ્વિરો વગર અપૂર્ણ સ્થિતિમાં હોય, એવું

* જુના મકાનમાં એટલે હીમાભાઈ ઈન્સ્ટીટયુટમાં.

ગુર્જર સાક્ષરો માનતા હોવાથી ગુજરાતી કવિઓમાંના શ્રૃંગારી પ્રેમાનંદ, નીતીબોધક સામળદાસ, અને મસ્ત કવિ નર્મદ, **રાગી છતાં વિરાગી કવિરાજ દયારામભાઈ,** ત્યાગી અને ભક્તકવિ નૃસિંહ, ને અખ્ખો વિગેરે કવિવરોની તસ્વિરોની શોધ કરાવી, **અસલ** પ્રત મેળવી, કાંતો એ પ્રતો કે તે ઉપરથી બીજી તૈયાર કરાવી ક્રમવાર એક છલાયદા હોલમાં ગોઠવી રાખવાની જરૂર છે. **પુસ્તકોના ઠાંસાઠાંસ ભરેલાં કબાટો કરતાં આ અમોલ મુર્તિઓના દર્શનથી** પ્રેક્ષકોના મનમાં સોસાઇટીના મહાભારત કામની છાપનો ઓળો પડી રહેશે. ગુજરાતી ગિરા રૂપ ક્ષેત્રમાં ખેડનારા સઘળા ક્ષેત્રકારોને એક સરખો ઇનસાફ આપવા **સોસાઇટીએ આ કામ અવશ્ય હાથ ધરવું જોઈએ છે.** ભાષાને ઉન્નત માર્ગ પર મુકવા જેમ સોસાઇટીના ઉત્પાદકોની ઇચ્છા હતી અને તેને અનુમોદન આપનારાઓની હજુ પણ છે. તેવીજ રીતે ઉપર જણાવેલા **કવિવરોએ ભાષાની અમુલ્ય સેવા બજાવી પ્રજા માથે પુરતો ઉપકાર કર્યો છે.** તેનો જાહેર રીતે બદલો આપવાનું કામ જે અત્યાર સુધી પડતર રાખવામાં આવેલ છે, તે કામ સોસાઇટી હવે પ્રજા તરફથી ઉઠાવી લેશે—**એવી ગુર્જર પ્રજા આશા રાખે-તો તે વ્યાજબીજ છે.**

**હિતેચ્છુ તારીખ ૨૨-૮-૧૯૦૧** ( ६ )

**સોસાઇટીએ કવિ દયારામની છબી શામાટે ખરીદવી ?**

અગાઉ **બુદ્ધિપ્રકાશ** અને **શાળાપત્રમાં** સામળ અને પ્રેમાનંદમાં કોણ ઉત્તમ કવિ, એ સંબંધમાં કેટલીક બીના લખાઈ હતી. તે પછી વડોદરામાં પ્રાચિન કવિતાના લખાંણમાં દયારામને લગતી કેટલીક બાબત પર લખાંણ થતાં તેની કવિતા પરથી કેટલીક રીતે તેમની નીતી સંબંધી આક્ષેપ થયો હતો. અને તેમને ગુજર્યે ઘણાં વરસ થયાથી તેમની કવિતા પરથી અજાણ્યો તેવા ખ્યાલ પર ઉતરે અને તે કવિતા પોતાના કુટુંબ માટે નાપસંદ કરે તો તેમાં આશ્ચર્ય જેવું કેહેવાય નહી.

પણ થોડા વખત પર મી. ઝવેરીએ કવિ દયારામને ફારસી કવિ હાફિઝ સાથે સરખાવી **તેની કવિતા ઈશ્વરપરના પ્રેમ વીશે છે** એવી કેટલીક બીના સમજાવી હતી. આ પછી અમદાવાદમાં મી. ભોળાનાથ બાપાલાલે પ્રેમાભાઈ હોલમાં ભાષણ આપ્યું હતું. તે વખતે તેમણે દયારામની કવિતામાંથી કેટલાક ફકરા વીણી કાઢી એક ચોપાનીયુ છપાવેલું તેમાંથી તે ભાષણમાં ઉદાહરણ તરીકે વાંચ્યું હતું. કોઇપણ ગમે એવો દુરાચારના

વિચારપર દોરાએલો કવિ પોતાની બધી કવિતા કાંઇ દુરાચાર ભરેલી બનાવતો નથી; અને કેટલીક **પ્રેમરસની કવિતા** રચનારાઓએ ક્રશ્નને નામે તેવી કવિતા રચી છે તેની સાખીતી "રસિક પ્રિયા" અને બીજા ગ્રંથો પ્રત્યક્ષ છે. **ભલે મી. ઝવેરી અને મી. ભોળાનાથ જેવા તેમને સારા રૂપમાં ચીતરે** અને રસીકોને પ્રેમભક્તિમાં લીન થવા કહે અને પોતે તેમની માફક લીન થાય તોપણ "ચાલ ચલને અલબેલી પ્યારી રાધે," "સાંભળને તું સજની મારી," વગેરે હાલની કેળવણી પામેલા સારા માણસો પોતાના બેટાબેટી બેહેલાં હોય ત્યાં વાંચવાને અને ગાવાને કદી પણ રાજી થવાનાં નહીં.

આમ છતાં કેટલાક દયારામ કવિની છબી સોસાઇટીને ખરીદ કરવા અને તે સોસાઈટીમાં રાખવા ભલામણ કરે છે. તેમને અમે પુછીશું કે **સોસાઇટીની થાંપણ કાંઈ કવિઓની છબીઓ ખરીદ કરવાના હેતુથી ભરાઈ છે** કે કેમ ? તે જો તેઓ જણાવશે તો અમે તેમની તેવી ભલામણ માટે મત આપવા વિચાર કરીશું. સોસાઇટીનું ભંડોળ ગુજરાતી ભાષાની ખીલવણી, તેનો ફેલાવો, અને વધારો કરવા માટેજ છે. તે હેતુ કાંઇ કવિઓની છબીઓ ખરીદ કરવાથી અને સોસાઇટીના મકાનમાં કે પ્રેમાભાઈ હોલમાં રાખવાથી પાર પડવાનો નથી. આજે જ્યારે એમ કેહેવામાં આવે છે કે અમુક છબી દયારામની અમુકને ત્યાં છે તે ખરીદ કરો. કાલે કોઈ અમુક, સામળની મુરતી છે તે ખરીદ કરો ને સોસાઇટીમાં મુકો એમ કહે, વળી કોઇ નરસીંહ મહેતાની તો કોઇ પ્રેમાનંદની છબી અથવા મુરતીનું તેમ કરવા કહે, તો કોઇ અમદાવાદના અખ્ખાને માટે તેમ કહેવા ઉભા થાય, તોપછી સોસાઇટીમાં એવા કવિઓની છબીઓ અથવા મુરતીઓનું સંગ્રહસ્થાન કરવા કાંઇ સોસાઇટીનું ભંડોળ અથવા મકાન નથી. માટે તેવી ભલામણ કરનારાઓએ સારી રીતે આગળ પાછળનો વિચાર કરીને ભલામણ કરવી. નહીં કે એક પોતાના મનના ફાંકાને અનુસરીને કરવા કહેવું—

**ગપગેઝેટ** તા. ૨૪-૮-૧૯૦૧

કવિ કનૈયા દયારામભાઇની આ છબી જરા જુઓને!!!

પ્રેમાનંદ અને સામળ તથા નર્મદ અને દલપત એ મહાન ગુજરાતી કવીઓને ચાવી ચાવીને થાકયા કે અમારા અમદાવાદી બાઇ હવે આપણા કવિ કનૈયા દયારામને લઇ બેઠા છે. કેટલાકના ભેજામાં એવો કીડો ચવડ્યો છે કે ગુજરાતના આ લાડકવાયા, રસીલા, રંગીલા, અલબેલા,

છબીલા, કવીરાજની છબી ખરીદીને અમદાવાદની ગુજરાત વરનાકયુલર સોસાઈટીમાં મુકવી, કે જેથી એ મહાન કવિની કીર્તિ પ્રતિપાદન થાય, અને તેની પૂજા સેવા કરવાને ભાવિક પુજક સેવકોને તક મળે. શા કવિ કનૈયાના પ્રતાપ! આપણે તો એમજ જાણતા હતા કે કવિરાજની છબી મળે નહીં; પણ તે છબી તો કોઇ ભાવિકના ઘરમાં સંતાયલી ઢંકાયલી મળી આવી છે. તે છબી કવિરાજ દયારામની હોય કે નહીં, સોસાઇટીના મંદિરમાં તેનો રાજ્યાભિષેક થાય કે નહીં, પરંતુ તેમ બને તે પહેલા અમે પોતે **અમારા એ પ્રાણપ્રિય કવિની** એક છબી, જે અમારા મનમાં કલ્પેલી છે, તે અત્રે આપીને તેના તરફના ભક્તિભાવની પહેલ કરી લઇએ છીયે. અમારા તરફની તે છબી કાંઇ ચિત્ર રૂપે ચિત્રેલી, ચિતારાની પીંછીએ દોરેલી, કે વિધવિધ રીતે રંગેલી નથી. તે તો કલમ તથા કલ્પના વડે ઉપજાવેલી, અને કવિતાઇ શબ્દો વડે રંગેલી છે. જે એક અસલી ગાયનકાર કવિના ગીત ભંડારમાંથી શોધી કાઢી જીજ્ઞાસુની જીજ્ઞાસા તૃપ્ત કરવાને અત્રે આપીએ છીએ. આ રહી તે છબી કવિ કનૈયા કવિરાજ કવિવર્ય દયારામની--

કાલંગડો-હુંમરી- "મન મોહન મોરલીવાળો, અતીશે કામણગાળો,
આંખલડીનો ચાળો, નંદલાલ લટકાળો;
સાખ! રસિક રૂપાળો - મનમોહન૦--"

આ છબી રૂપ ગીત અલબતે શ્રીકૃષ્નજીનું છે. પરંતુ તે દયારામને થોડુ લાગુ પડતું નથી. તમે ગમે તે કહો, પણ દયારામ અમારી નજરમાંતો પગથી માથાવેર કનૈયોજ લાગે છે. જો કનૈયો પોતે નહીં, તો તેનો અવતાર તો ખરોજ. જો અવતારે નહીં, તો તેનો પુજક, પાલક, શેવક અને ભક્ત તો ખરોજ. કોણ કેહેશે કે **દયારામનો કવિતાનો ભંડાર** કૃષ્ણ ભક્તિનો અખુટ રત્નાકર સાગર નથી?

---

**હિતેચ્છુ**માં નહીં છપાએલો પત્ર-- (૮)

સોસાઈટીએ કવિ દયારામની છબી શા માટે ખરીદવી?

આ છછુંદર, પુરૂષોતમ માસમાં દયારામના પ્રેમસાગરની લહરીઓમાં લોક આનંદ પામતા હતા-તે વેળા છુટું મુકીને આપે નવિન પ્રકારની ખેદ ભરી રમુજ સજીવન કરી છે.

શહેરના જે ૧૦--૨૦ પ્રતિષ્ટિત અગ્રેસર ગૃહસ્થોનો વિનંતી પત્ર સોસાઇટી તરફ ગયેલો છે, તે વાંચી જોવાની જો આપને ઇચ્છા થઈ હોત,

તેમાં સહી કરનારનાં મુબારક નામ જાણવાની જો આપે દરકાર રાખી હોત, તો તેમને માત્ર **મનના એક ફાંટાને અનુસરીને** અમુક કાર્ય કરવા કેહેનાર માનવાનું, આપને મન થાત નહીં. તેમના જેવા **પુષ્પગુચ્છની સુગંધ** અર્થાત્ તેમની લક્ષ આપવા જેવી વિનંતી, સોસાઇટીના માનવંતા સેક્રેટરી રા. બા. લાલશંકરભાઇની મારફતે પુજ્ય પ્રમુખ દિ. બા. અંબાલાલ ભાઇને રજુ થાય--અને તે વિનંતી તો એજ કે, પ્રથમ તે છબી મોકલી આપવા સોસાઇટી તરફથી એક પત્ર રા. જયશંકરને લખવો, ને તે મોકલી આપે, તો ઉપકાર સાથે સ્વિકારવીઃ પણ કદાચ તે સંકોચ રાખે, તો અસલ ઉપરથી નકલ લેઈ મોકલવાનું જે જુજ વ્યાજબી ખરચ થાય તે સોસાઇટીના ફંડમાંથી કરવું...**તેમાં જાણે સોસાઈટીનું તમામ ફંડ** એકીજ વખતે કોઇ એકાદા ગલીચ કામમાં **ગુમ થઈ જતું હોય. એમ** આપને લાગે; અને એક સત્કાર્યનો અણગમો બતાવી દયારામના કીર્તિસ્થંભ ઉપર "શ્રૃંગારી, લંપટ, નહીં વાંચવા જેવો કવિ" - એવી મતલબના કાળા અક્ષરો લખી આપ જેવા ઘણા લાંબા વખતના અનુભવી દેશી ડોક્ટર **કવિ દયારામની છબીની વાતને લાત મારી** ઉડાવી દેવા માગો-તે વેળા એક ઈંગ્રેજી કવિનું અમુલ્ય વચનઃ—

The wiser we grow,
We call our forefathers fools.

યાદ આવ્યા વીના રહેતું નથી. (અપૂર્ણ.)

---

**હિતેચ્છુ** તા. ૨૯-૮-૧૯૦૧ (૯)

કવિ દયારામની છબીના સંબંધમાં કોઇ પત્ર આપી ગયું છે. પણ તેમાં સહી નથી, તેમ તે અપૂર્ણ છે.

ગમે તેવા ઉત્તમ ફુલના ગુચ્છ જેવાએ તે છબી લેવા ભલામણ કરી હોય તેથી કાંઇ સોસાઈટીની મેનેજીંગ કમીટી અને તેના પ્રમુખ, સોસાઈટીનું ફંડ જે ટ્રસ્ટીઓને સોંપાયું છે તેથી તેને મળેલી સત્તા શિવાય તેનાથી કાંઇ પણ બીજી રીતે વરતાય નહીં. ગુચ્છમાંના ઉમદા અને કિમતી ફુલો, પોતે એટલી જુજ રકમ ખરચ ન કરતાં શા માટે માગવા નીકળે, અને સોસાઇટીને ખરચ કરવા લખે? તેઓ પોતાને જણાએલ ઉત્તમ વ્હાલા કવિ માટે એટલું ખરચ કરતાં શું ભાગી પડે તેમ છે? મી. ભોળાનાથ એકલાને તે કામ વધારે કઠીણ નથી. તો **આવાં વળખાં શા માટે મારવાં?**

દયારામને વખાણનાર દયારામના ભક્ત. દયારામ જેવા થવાને ઉત્કંઠીત હોય, તેમણે કેહેવાતી છબીનો ફોટો લેવરાવી પવિત્ર પુરૂષોત્તમ માસની પ્રભાતમાં દયારામના પ્રેમ સાગરની બલીહારી વાળાં પદો છપાવી, તેમાં તે છબી મુકી, તે ભક્તોમાં વેંહેંચશે, તો તેઓ તેમનાં ઘરેઘર દરશન કરશે. તેમની ભક્તિરસની ઘણી મોટી સરસ પ્રભા પ્રકાશશે; અને તેઓ હાલ કરતાં વધારે આનંદમાં ડોલશે.

સોસાઇટીમાં એક છબી કોઇ એવા રસિક, પોતાના પઇસાથી મુકશે; પણ તેમની ભક્તિવાળા બધા જઇ તેનો લાભ રોજ રોજ લેશે નહીં. પણ તેવી છબી તેમને મળશે, તો સ્હેજ પ્રેમના આનંદમાં મગ્ન થશે. જો તે ઉત્તમ ગુચ્છવાળાં પુષ્પોના મનમાં **દયારામ સાથે કવિ નર્મદાશંકર પર પણ ભાવ હોય તો,** તે બેઉની સાથે જોડાજોડ છબી રાખશે, તો તે ઘણું ઉત્તમ થશે; કારણ તે પણ એવા ઉચ્ચ પ્રેમી હતા. પણ તે સઘળુ તેમના ભક્તોથીજ થવું જોઇએ. **સોસાઈટીનું તે કામ નથી.**

---

**પ્રજાબંધુ** તા. ૧-૯-૧૯૦૧ (૧૦)

(ગુ૦ વ૦ સો૦ અને ગુજરાતી લેખકો–એ નામનો લેખ તા. ૨૧-૮-૧૯૦૧ના “કાઠિયાવાડ ટાઇમ્સ” માં છપાએલો તે—જુઓ નંબર-૬—પૂરેપુરો ઉતારીને પ્રજાબંધુ વધારામાં લખે છે કેઃ-)

## ગુર્જર લેખકોની તસ્વિરો.

“ગુ૦ વ૦ સો૦ નું ભંડોળ ગુજરાતી ભાષાની ખિલવણી, તેનો ફેલાવો, અને વધારો કરવા માટેજ છે. તે હેતુ કાંઈ કવિઓની છબીઓ ખરીદ કરવાથી અને સોસાઇટીના મકાનમાં કે પ્રેમાભાઇ હોલમાં રાખવાથી પાર પડવાનો નથી”—**આ ટીકા કરનાર પત્રને અમે એટલુંજ પુછીશું** કે, સોસાઇટીનું મકાન શું સરસ્વતિ મંદિર નથી? અને જો સરસ્વતિ મંદિર હોય, તો તેવાં મકાનોમાં, આ દેશમાં તેમજ પરદેશમાં, શી શી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવે છે, તેની **એ પત્રને ખબર છે?** સાહિત્ય સ્થાન એજ આવી અમુલ્ય વસ્તુઓને વાસ્તે ઉત્તમ ધામ છે; અને સોસાઇટીનું મકાન અત્રે એવું સ્થાન હોવાથી, તેને ગુર્જર કવિશ્વરોની કે લેખકોની છબીઓથી શણગારવું, **એના જેવું એક પણ ઉત્તમ કાર્ય નથી.** હાલના યુવાન લેખકોના મન ઉપર તેની શી જાદુઇ અસર થશે, તેનો ખ્યાલ સાહિત્ય સંગીત કલાવિહીન પુરૂષને થઇ શકે તેમ નથી. તે લેખકને

અમે એટલીજ સુચના કરીશું કે, **રોયલ એશિયાટિક સોસાઇટીની** મુંબઇની શાખાની તેણે **એકવાર મુલાકાત લેવી.** એટલે તેની આંખનાં પડળ દૂર થશે. સોસાઇટીના વિદ્વાન સભાસદોને અમે ફરી ભલામણ કરીએ છીએ કે, તેમની પાસે જો પુરતુ ભંડોળ હોય તો, ગુજરાતી ભાષાના પ્રત્યેક સારા લેખકની છબી વ્યાજબી કિંમતે મેળવવી; અને સોસાઇટીનું મકાન તેથી શણગારવું. **શ્રીશારદાના ભકતોનું એજ સાચું ધન છે.** વળી જ્યારે અમદાવાદની પ્રજાના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો જેવાકે ડૉ૦ ટેલર, પ્રો૦ આનંદશંકર, મી૦ સયાની. રા૦ સા૦ માધવલાલ, રા૦ ખુશાલરાય સારાભાઇ, મી૦ ચિનુભાઇ, મી૦ ગોપીલાલ વિગેરે આ કાર્યની યોગ્યતા સ્વિકારી તેમ કરવા સોસાઇટીને ભલામણ કરે છે, તો તેવા "પુષ્પ ગુચ્છ" કરતાં એક "કંટક" ની સુચનાને સોસાઇટી કેમ માન્ય કરી શકશે? આ સંબંધમાં રાજકોટના ભાઇબંધ **"કાઠીઆવાડ ટાઇમ્સ" નો અભિપ્રાય** અમો અન્યત્ર આપીએ છીયે, અને તે ઉપર સોસાઇટીની કાર્યકારી મંડળીનું ખાસ ધ્યાન ખેંચીયે છીએ.

---

**પંચદંડ** તા. ૧-૫-૧૯૦૧ (૧૧)

**કવિ દયારામની છબી!** ગુજરાત તથા ગુજરાતીના આ મહાન, રસિક, ભાવિક, નામિચા કવિરાજની મધુર, ગાયન યુક્ત કવિતાની મોજ જેઓએ ચાખી હશે, તેઓના મ્હોંમાં તેની છબીની વાત સાંભળી પાણી છુટશે, અને તેનાં દર્શન લેવાને તેઓ તલપાપડ થશે. આપણે મુંબઇગરાઓ આપણા મુંબઇને લગતા તથા દેશને લગતાં મોટા ચાલુ સવાલોની ગિરફતારીમાં એટલા બસી ફસી પડેલા છીએ કે, આપણી પડોશનાં શહેરો તથા ગામોમાં કેટલીક વાર કેવી અગત્યની ચર્ચા ચાલે છે-તેનું આપણને કશું ભાન રહેતું નથી. હમણાં **અમદાવાદનાં છાપાંમાં કવિરાજ દયારામની છબી**ની ચર્ચા ચાલે છે. તે તરફના ચોકસ આશામીઓએ ત્યાંની ગુ૦ વ૦ સો૦ ને તેના મકાનમાં એ કવિની છબી મુકવાની ભલામણ કીધી છે; અને તેનું કારણ એ કે તેવી એક છબી સુરત ખાતે આપણા મહાન શુરવીર કવિ-સ્વર્ગવાશી નર્મદાશંકર લાલશંકરના કુટુંબમાં મોજુદ છે. કવિ નર્મદે કવિ દયારામની કવિતાઓનો "દયારામ કૃત કાવ્યસંગ્રહ" છપાવી તેનો જીર્ણોદ્ધાર કર્યો છે. **નર્મદ દયારામનો આશક હતો;** અને ત્યારે નર્મદના ઘરમાં દયારામની છબી મળી આવે-એ બનવા જોગ છે. **જો ખરેજ તેમ હોય તો, તેનો લાભ લેવાને સદરહુ સોસાઇટીએ ઢીલ કરવી જોઇતી નથી.**

તેથી "એક કાંકરે બે પક્ષી" મરાશે. દયારામભાઇની માનિતી છબી હંમેશ સુધી જળવાઈ રહેશે. અને વળી સોસાઇટીના મકાનને શોભા તથા માન મળશે. એક અમદાવાદી ભાઇબંધ આ સુચના સામે વાંધો લઈ એવી તકરાર રજુ કરે છે કે, એક કવિની છબી મુકયાથી બીજાઓની છબી મુકવાની લાલચ વધશે, અને તેથી સોસાઇટીનાં ગજવા પર બોજો પડશે. જેઓ એવી તકરાર કરે છે, તેઓ ભુલી જાય છે કે, **જુના કવિઓ દેશ તથા સાહિત્યના શણગાર છે,** અને તેમનાં લખાણો તથા છબીઓ વડે સાહિત્યનાં ખાતાંઓનું માન વધે છે. છતાં તેવાઓની છબી મળવી અશક્ય હોય છે; અને ત્યારે જો તેવી એકાદ છબી મળી આવે, તો તેનો લાભ લેવાને વિદ્યા તથા સાહિત્ય વૃદ્ધીનાં ખાતાંઓએ **પછાત પડવું જોઇતું નથી.** અમે એટલે સુધી કહીએ છીએ કે કવિ દયારામની છબી મુકવાના દાખલાથી જો બીજા તેવા નામિચા કવિઓની છબીઓ સોસાઇટીના મકાનમાં મુકાવા પામશે, તો તે ઓર આશિર્વાદ ભરેલું કામ ગણાશે. પણ–

"વો દીન કહાંસ, કે માઆંકે પાઉંમેં જુતીઆં–"

---

**હિન્દેચ્છુ**માં નહીં છપાયેલો બીજો પત્ર– ( ૧૨ )

મેહેરબાન સાહેબ–આ, તથા પ્રથમનો "કવિ દયારામની છબી સોસાઇટીએ શા માટે ખરીદની ?"–એ મથાળાનો લેખ, એકઠો, આપના પેપરમાં પ્રસિદ્ધ કરશો.

**કવિ દયારામ સ્વદેશી હતા,** બાપાના ભુષણ જેવી સારી, મોહ ભરી વાંણી વાપરી જાંણતા હતા. એવા એવા અનેક સુજ્ઞ વિચારો રૂપી વિજળીના ચમકારા, **કવિ તરફના આપના તિરસ્કાર** રૂપી અંધકારમાં પ્રકાશિત થયા હોત તો "ચાલ ચલને અલબેલિ પ્યારિ રાધે..." "સાંભળને તું સજની મ્હારી..." જેવી કવિતાઓને બદલે આપ, "શિક્ષા શાંણાને"–એ ચાતુરીનો ગરબો, અપરાધ ક્ષમા સ્તોત્ર. ભક્તિ પોષણ–– વિગેરે કવિતાઓ આંગળી કરીને બતાવવા ચુકત નહીં–પણ **કવિ તો જાંણે આપને આંખના પાટારૂપ થઇ પડયા હોય. ત્યાં કહેવું શું ?** વાત અથઇતિ સાંભળ્યા પહેલાં અધિરા બની. આપે એકજ બાણથી કવિ દયારામ અને કવિ નર્મદાશંકર પર નિશાંન તાકીને જે બહાદુરી બતાવી છે, તે **બેશક આપનેજ છાજે છે.** બાકી હિંદુઓ કદી મુવાં મડદાં **ચૂંથવાનું પસંદ કરતા નથી.** તા. ૩–૮–૧૯૦૧ના ભાષણમાં **કહ્યા પ્રમાણે**

"આપણી, અને બુદ્ધિનો સંસ્કાર પામેલા તમામ માણસોની, ફરજ, મહાત્માઓનાં જીવનચરિત્રો વાંચી, તેમનાં શિક્ષાવચનો સાંભળી, તેમાંથી સાર ગ્રહણ કરવાની છે. તેમનાં દૂષણો જોવાની કે તેમનાં છીદ્રો ખોળવાની નથી. આપણેતો હમેશ પુષ્પમધુકરના ન્યાયે એટલુંજ જોવાનું, છે કે અમુક મહાન પુરૂષમાં શા શા સદગુણો હતા, તેણે કેવાં શાંણપણનાં વચનો કહ્યાં છે, અને તે પ્રમાણે ચાલવાથી આપણું બેહેતર થશે કે નહીં. આવી આવી સદ્વાર્તાની તુલના કરતાં શીખવાથી બેશક આપણી નજર તેના દુરગુણો તરફ કદી જશે નહીં, અને જશે તોપણ તેમને તુચ્છ ગણી, કેવળ તેના સદગુણોનેજ આપણે નમતું આપીશું. **દુરગુણ વીશે કાંઈ કહીશું નહી**" વીગેરે વીગેરે...આજ ઉદ્દેશનું વારંવાર સ્મરણ કરાવે તે માટે, કવિ દયારામની, અને એવા અથવા એથી વધારે સારા હરકોઇ મહાત્માની છબી મળી શકે, તો કોઇ યોગ્ય જાહેર સ્થળમાં મુકવી વાસ્તવીક છે, એમ લાગવાથી, હાલમાં કવિ દયારામની છબી, જો ઉત્સાહથી પ્રયત્ન સજ્જન મંડળ તરફથી ચાલુ થાય તો, મળવાનો સંભવ છે. એમ જાણીને શેહેરના માનવંતા ગૃહસ્થોને જે વ્યાજબી ને જરૂરનું જણાયું, તે બાબતની વિનંતી તેમણે સોસાઇટીને કરી છે, **તેનો અર્થ આપ ગમે તે કરો, પણ સત્ય તે સત્યજ છે.** સોસાઇટીના પ્રમુખ સાહેબ, સેક્રેટરી, કે મેમ્બરોની સહીનો માત્ર થોડીજ લીંટીઓનો વિનંતી પત્ર જાય. ને **છબી ન મળે, એમ બનેજ નહીં;** અને કદાચ બને તોપછી ખર્ચનો સવાલ ઉત્પન્ન થાય છે. પણ તે કારણસર **વાતને મુળમાંથી છેદી નાંખવી,** અને તે પણ સોસાઈટી કે જેને પત્ર મોકલવામાં આવ્યો છે, તે વેગળી રહે, અને કાજી સાહેબ ગામની ફીકરથી દુબળા પડી જાય, એ શા માટે જોઇએ? સભ્યતાનો નિયમ છે કે **માગી સલહા મર્યાદામાં રહીને સૌ કોઇ આપે,** પણ આપે તો હિતેચ્છુના અંકમાં અમો કેટલાકને વણ માગ્યે સલાહ આપવાનું અતી હીતેચ્છુ પગલુ ભરીને ખાસ મ્હને કેટલો આભારી કર્યો છે, તે હું સમઝી શકતો નથી. આપ બરોબર કહોછો કે--"ચાલ ચલને અલબેલી પ્યારી રાધે"..."સાંભળને તું સજની મ્હારી" વિગેરે, હાલની કેળવણી પાંમેલા સારા માંણસો, પોતાનાં બેટાબેટી બેઠા હોય, ત્યા વાંચવાને અને ગાવાને કદી પણ રાજી થવાના નહી. મ્હને તો લાગે છે કે, દયારામને વખાંણનારને પણ. તે પસંદ પડશે નહીં. પણ હાલના વખતમાં કેળવણીનો પ્રચાર ઓછો નથી; અને કહે છે કે, કેળવણીથી સત્યાસત્યની પરિક્ષા કરવાની વિવેક બુદ્ધિ માણસમાં સારી આવે છે. તોપછી જે આંઓ

અને બાળાઓને દયારામ વાંચવાનો ભાવ થાય, જે સારા માંણસોને દયારામ પોતાના ઘરની મા, બ્હેન, દીકરી, સાસુ, વહુ આગળ વાંચી સંભળાવવાની ઇચ્છા-થાય, તે તેમનો સારો ભાગ કેમ ન જોઈ શકે ? તે હું સમજી શકતો નથી. **એકજ દાખલો કહું તો,** મ્હારાં પરમ પૂજ્ય કાકી, જેમણે હાલની ઉંચી પંક્તિની કેળવણી લીધી નોહોતી, તેમના ખોળામાં બેશીને કવિ દયારામનાં તેમજ બીજા સારા સ્વદેશી કવિઓનાં ઉત્તમ પ્રકારનાં નીતિ તથા બોધનાં, તેમજ ખરા કાવ્યરસની ખુબીથી ઉભરાઈ જતા પદો ને દુનિયાદારી અનુભવ તથા હાવભાવવાળી શિખાંમણની દ્વિઅર્થી ગરબીઓ વખતો વખત સુંદર રાગોમાં, મ્હારી બાલ્યાવસ્થામાં, ગવાતી મ્હેં તેમના મુખેથી સાંભળેલી હું **હજી ભુલી ગયો નથી.** ફક્ત માહારી મોટી ઉમ્મરેજ આપે તથા બીજા થોડાકે દયારામનાં દૂષણો જાહેર કર્યાંથી હું ડાઘા જોઇ શકયો છું. એ પવિત્ર બાઇના કરતાં ઘણી વધારે કેળવણી હાલની સ્ત્રીઓમાં પ્રસરેલી છે; છતાં તેઓ દયારામ કાવ્યસંગ્રહની સારી કવિતાઓ જોઇ ન શકે, તો તેમને "**ભણી પણ ગણી નહીં**" એજ કહેવું લાગુ પડે છે; અને પુરૂષોને માટેતો કેહેવું જ શું !

કવિ દયારામની સારી કવિતાઓ લોકમાં વધારે પ્રસિદ્ધિ પામે, એ હેતુથી, "દયારત્નમાળ" ભાગ ૧ લો છપાએલો છે. તેની એક નકલ આપને મોકલી છે. તેની પોહોચ વિવેકની ખાતર સ્વિકારવાને બદલે, દયારામની છબીનો **કાગનો વાઘ ચિતરી,** લોકને વિનાકારણ ભડકાવી મારી, ખલેલ પોહોચાડો છો–એ આપનો કેટલો બધો ઉપકાર કહેવાય ! "સોસાઇટીએ કવિ દયારામની છબી શા માટે ખરીદની ?"––એ પ્રશ્નને રમુજની ખાતર "આફ્રિકાની લઢાઇમાં રોબર્ટ સાહેબે શા માટે જવું ?" એ પ્રશ્ન સાથે સરખાવીએ, તો અસાધ્ય કામમાં અસાધારણ બુદ્ધિ—બળના માણસનો ખપ પડે છે, મ્હારા તમારાથી જે કામ ન બની શકે એવું હોય. તેમાં સજ્જન અગ્રેસર મંડળની સહાયતાની જરૂર રહે છે, આપણા હજાર શબ્દોથી જે કામ સિદ્ધ ન થાય, તે વજનદાર માણસના એક વચનથીજ ફળિભુત થાય છે, એ વિગેરે **Fulcrum** ઉપર, આ બે સવાલની સ્થિતિ રહેલી છે. સોસાઇટીને મોકલી આપેલા અસલ કાગળો. હજુ પણ વાંચી જોવાની દરકાર રાખો, તો વિદિત થશે કે.........

(અધુરૂ)

---

(૧૩) **હિતેચ્છુ** તા. ૫-૮-૧૯૦૧--કવી દયારામ અને તેના ભક્તો--

કવી દયારામની છબી સોસાઈટીમાં મુકવાને તેમના ભક્તોની અને તેમાં અમને જેણે પત્ર લખ્યો હતો તેમની, આતુરતા વિશેષ હોય, એમ જણાય છે. અમને જે મતલબનો અપૂર્ણ સહી વગરનો પત્ર મળ્યો હતો, તે મતલબનો પત્ર કાઠીઆવાડ ટાઇમ્સમાં છપાયો છે, અને બીજે સ્થળે પણ તેવો પ્રયત્ન થયો હશે, કે થશે, એમાં શક નથી. કેટલાક **દયારામના જેવા રંગીલા સાંઠોદરા** એ માટે પોતાની જ્ઞાતીના એક થઇ ગએલા કવિને વિદ્વાનોમાં હારે લાવવા, અને પુષ્ટી મારગની ભક્ત ભક્તાંણીઓ જેવાને પ્રિય થઇ પડેલા. તેમને જાણીતા કરવા, ઉત્સુક થાય, એ **તેમની ઇચ્છાને ધન્ય છે.** પરંતુ તેઓ એકલા દયારામને યાદ કરવા સાથે નડિયાદના **બાલાશંકર કવિને ભુલી ન જાય તો સારૂ.** દયારામ પર પ્રથમ વૃત્તિ તણાવાનું કારણ ચાણોદ જેવા પવિત્ર સ્થળમાં પવિત્ર કાંકડા કવિરાજના ભક્તો ચાણોદ જઈ ત્યાંના પવિત્ર મનુષ્યોના સમાગમથી પવિત્ર થએલા અથવા પવિત્ર થવાની ઇચ્છા રાખનારને, ત્યાંથી તેમની મળેલી હકીકત વધારે લલચાવે, એમાં નવાઇ નથી. **નર્મદાશંકર જેવા સાધુ કવિની** વૃત્તિ એક સાધુ કવિ તરફ તણાયાથી, તેમની છબી તેમણે મેળવી હશે; અને તે પછી તે છબી હાલમાં સોસાઈટીને ખરીદ કરવાની ભલામણ કરતા એવા ઉત્તમ યુક્તિવાળા છે, કે કવિ દયારામને બહાર લાવવા સાથે, કવિ નર્મદાશંકરના વારસોને તેથી કાંઇ સારો નકો પણ કરી આપવાની ઇચ્છા બર લાવવામાં **એક કાંકરે બે પક્ષી પાડવા** જેવુંજ કરવા ધારે છે. એ તેમને સાબાશી ભરેલું છે. પરંતુ તેઓ તેમ કરવામાં પોતાની જ્ઞાતીને માટે ઉત્કંઠીત હોય, તો આમ **સોસાઇટીને જે ખરચ કરવા અખતિઆર નથી,** તેની પાસે દોડી જવા કરતાં, રા૦ રા૦ ચિનુભાઈ માધવલાલ રણછોડલાલને યોગ્ય રીતે જણાવે, તો તેવી બન્ને છબીઓ તૈયાર કરાવી તેમની જ્ઞાતીમાં તેની લાંહણી કરાવે, અને દયારામની કવિતાનો સંગ્રહ જે કવિ નર્મદાશંકરે કરેલો છે તેની આવૃત્તિ છપાવી, તેમાં તે છબી મુકી, મુળ કીંમતે વેચવા સોસાઈટીમાં મુકશે, તો તે ખપશે; અને તેના ભક્તો તો ઘણી હોંશથી તે લઇ પોતાની પાસે રાખી તેની રસીલી કવિતા સાથે, તે રસીલી મુરતિનાં દરશન કરી, નિરંતર પ્રફુલ્લિત રહેશે. એકાદ છબી આમ સોસાઈટીમાં મુકવાથી આખા ગુજરાતના લોકો કાંઈ તેના દર્શનનો લાભ લેવાના નથી, તેમ તેથી કાંઇ **તે છબી ત્યાં પડી રહેવાથી દયારામ માટે બધાનો ભાવ વધવાનો નથી. તેમના પર પુષ્ટી મારગની**

**ભક્તાણીઓ** જે પવિત્ર પુરૂષોત્તમ માસમાં અને શ્રાવણ માસમાં, તેમનાં પદ **આનંદની લેહેરથી** ગાય છે, તેમ બીજા વધારે તે ગાય, અને તે આનંદની લેહેરમાં રહે, એવો ઇલાજ તો, અમે બતાવ્યું તેમ, તેમની કવિતાની ચોપડીઓ, પડતર કીંમતે, તેમની છબી સાથે, લોકોમાં અપાય, અને તેમના ભાવિક ભક્ત તેનાં ઘણાં પુસ્તકો પોતાની ન્નાતીઓમાં વહેંચી સર્વને તે તરફ વાળે, તોજ બીજા પુષ્ટી મારગના ભક્ત ભક્તાણીઓ પ્રેમ રસમાં ડુબે, એમાં શક નથી; અને તેથી આપણું ગુજરાત જે કેટલીક રીતે પ્રેમ શું છે, તે સમઝતું નથી, તે સમઝતું થઇ પ્રેમ રસ પીવા મંડી પડશે- એ ઓછા આનંદની વાત નથી. **જો બની શકે તો,** દયારામના પુસ્તકમાં દયારામની છબી જોડે દયારામ જેવા પ્રેમ રસના જાણનાર તેમના ભક્ત, ફાંકડા નર્મદાશંકરની છબી જો મુકવાનું કરે, તો એ ઉભય પ્રેમ રસમાં ડુબેલા પ્રેમી જોડ કવિઓના દર્શનથી તેમના પ્રેમી ભક્તોના આનંદમાં ઓર વધારો થઈ, પ્રેમ રસમાં ડોલતા થશે. તેથી તેમના ભાગ્યનો પાર રહેશે નહીં. એવી મતલબની ગયે વખતે સુચના કરેલી પાછી આ વખતે કરીએ છીએ; છતાં **અમને કોઇ કંટકનો ખિતાબ આપે છે,** તો આનંદ થાય છે; અને એ ખિતાબ આપનાર પોતાની યોગ્યતા પ્રમાણે બીજા નવા ખિતાબ એમના ખિસ્સામાંથી કાહાડી બહાર મુકશે, તો ઘણા ખુશી થશું. કેટલાક આ સંબંધમાં સોસાઈટીના મેમ્બરોને કાલાવાલા કરી પોતા તરફ તાંણી સોસાઈટીના ખરચે તેવું કામ કરાવવા આતુર થયા છે—એમ અમને લાગે છે. પણ તેના મેમ્બરોએ સોસાઈટીના ટ્રસ્ટને દૂર મુકી કામ કરવાથી, તે વિશ્વાસને માટે લાયક નથી, એમ પ્રજાના મનમાં ન આવે, માટેજ અમે આટલી બીના તેમને જણાવી, તે કામથી હાથ ઉઠાવવા જણાવીએ છીયે. આમ છતાં જો દયારામની ન્નાતિના સધન ગૃહસ્થો આવા જુજ કામથી હાથ પાછો ખેંચશે, એમ તેમના ભક્તોને લાગે, તો એ માટે એક **જાહેર ઉઘરાણું કરશે તો,** અમે ખુશીથી તેમાં તેમના ભક્તોએ ભરેલી રકમના પ્રમાણમાં યથાશ્રદ્ધા **યોગ્ય વિચાર કરીશું.**

**પ્રજાબંધુ** તા. ૮—૯—૧૯૦૧ (૧૪)

**ગુર્જર લેખકોની તસ્વિરો**—અત્રેના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ કવિ દયારામની છબી ગુ૦ વ૦ સોસાયટી તરફથી ખરીદ કરવા સદરહુ સોસાઈટીને વિનંતિ કરી છે, એવી ખબર આપતાં, તે વિનંતિને અનુમોદન આપ્યાથી, અત્રેનું એક પત્ર ખળભળી ઉઠ્યું હતું; અને વિઘ્નસંતોષી સ્વભાવથી વિરૂદ્ધ પડવાની ખાતરજ **દલીલોને અભાવે,** તેણે **દયારામની ખાનગી**

**જીંદગી ઉપર આક્ષેપો કરી વગોણું કર્યું હતું.** પરંતુ તે વગોણાને બાજુ ઉપર મુકી, સોસાયટીએ ગુર્જર લેખકોની તસ્વીરો વ્યાજબી કીંમતે ખરીદી, પોતાનુ મકાન તેથી શણગારવું—એ તેનું કર્તવ્ય છે કે નહીં—એ મુખ્ય મુદ્દા ઉપર કેટલાક પ્રશ્નો તે પત્રને અમે કર્યા હતા. પરંતુ તેનો ઉત્તર આપવાને બદલે, એકલા દયારામનુંજ નહીં, પણ કવિ નર્મદ અને ફક્ત થોડા વખત ઉપર આ દુનીયાંનો ત્યાગ કરનાર રા. બાળાશંકર જેવા ગુર્જર ગિરાના બાળકોની ખાનગી જીંદગીનું વગોણું કરવાનું સદર્હુ પત્રે ધાર્યું બતાવ્યું છે. **કોઈની પણ ખાંનગી જીંદગી ઉપર આક્ષેપ કરવા, એ પત્રકારને શોભા આપનારૂં નથી;** અને મૃત્યુવશ થયેલા, પોતાનો બચાવ નહીં કરી શકે તેવી સ્થિતિમાં પડેલા, સાક્ષરોની અવગણના એક ગુર્જર પત્રકારના હાથેજ થાય, એના જેવું નીચ અને હલકું કાર્ય બલ્કે કૃતઘ્નાપણું બીજું કાંઇ નથી. તેજ લેખકની ખાંનગી જીંદગી શું એવી પવિત્ર છે, કે તે વિષે કોઇ છીદ્રાન્વેશીને કાંઈ કહેવાનું નહી મળે? અને તેવો કોઇ "શઠં પ્રાત શઠં કુર્યાત" ન્યાયવાળો એમની ખાનગી જીંદગી વિષે બે બોલ કહેશે, તો તેમને ખોટું નહીં લાગે? વળી "કાઠી-યાવાડ ટાઇમ્સ" નો જે લેખ અમે પ્રસિદ્ધ કર્યો હતો, તે લેખ તે પત્રને કોઇના તરફથી મળેલુ ચર્ચાપત્ર નહોતું; પરંતુ પત્રકારનો સ્વતંત્ર લેખ હતો. લગભપ ત્રીસ વર્ષનું પત્ર, ચર્ચાપત્ર અને અસલ લેખનો ભેદ ના સમજે, ત્યારે તેના વિષે શું કહેવું?

**હિતેચ્છુ** તા. ૧૨-૯-૧૯૦૧ (૧૫)

**કવિ** દયારામની છબી સંબંધી અમે અમારા વિચાર સ્પષ્ટપણે જણાવી ગયા છીએ; તેમ છતાં જેઓ કાશીના પંડિત જીતવાની માફક કરે, અથવા "સો મ્હારી રામ દુવાઈ, અને એક મ્હારૂ ઉંહુ"—એ પ્રમાણે કરે, તેઓ સાથે વધારે વાદવિવાદ કરી વાંચનારનો વખત રોકવા ઇચ્છતા નથી. અમને યોગ્ય જણાતા વિચાર અમે સોસાઈટીના મેમ્બરોને તે માટે વીચાર કરવા ઉપયોગી થાય, તે માટે જણાવ્યા છે. હવે તેમને અનુકુળ પડશે તેમ કરશે, પણ **જે કરશે તેથી શું પરિણામ થશે,** તેનો તેણે વિચાર કરવાનો છે. **દલપતરામની છબી સોસાઇટીએ કરાવી મુકી છે,** તે સોસાઈટી પર દલપતરામના ઘણા **ઉપકારના સ્મરણ તરીકે છે.** તે એક લેખક અથવા કવિ હતા, તેથી તે કરાવી નથી. અમુક પુરૂષની **છબી સોસાઇટીમાં મુકવી, એ કામ સોસાઇટીનું નથી.** તેવી છબીઓ અને બાવલાં કાંઇ જાહેર રસ્તાપર અથવા તેવાને માટે

અનુકુળ સ્થળે મુકાય, તેમાં કાંઈ વાંધો ગણાય નહીં. સોસાઇટી સ્થાપવાનો હેતુ, તેમાં રકમો ભરાવવા લોકોને સમજાવેલો તે હેતુ, અને સોસાઇટી માટે થએલ ટ્રસ્ટ, અને તે ટ્રસ્ટનો હેતુ બતાવવાનું કામ અમારૂ હતું, તે અમે બજાવ્યું છે. **દયારામની છબી માટે** અમને જણાતો સારો મારગ, તે માટેની ઇચ્છા રાખનારને સુચવ્યો છે. જોઇએ તો એમની છબી પુષ્ટી મારગના મંદીરમાં રાખવી, અથવા તેઓ કૃષ્ણના ભક્ત હતા, એમ માનવામાં આવે તો, જ્યાં કૃષ્ણનાં મંદીર હોય ત્યાં, તેમના ભક્તને પધરાવવા—**એ ઉત્તમ મારગ છે.** છતાં તે સારી વાત બીજાને ન રૂચે, તો તેમની ઇચ્છાની આડે જવા અમે ચહાતા નથી.

**ગુજરાતી** તા. ૧૫-૯-૧૯૦૧ (૧૬)

## — ચર્ચાપત્ર—કવિ દયારામની છબી —

" ગુજરાતી " પત્રના એડિટર જોગ—

સાહેબ, તા. ૩—૮—૧૯૦૧ના રોજ અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઇ હોલમાં " કવિ" દયારામ વિશે ભાષણ અપાયેલું, તેના છેવટના ભાગમાં જાહેર કરવામાં આવ્યું હતું કે, **જો તપાસ થાય તો, કવિ દયારામની છબી મળી શકે તેમ છે.** તે ઉપરથી દસ વીસ પ્રતિષ્ઠત ગૃહસ્થોની સહીનો એક વિનંતી પત્ર કવિ દયારામની છબી મેળવવા બાબતનો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ઉપર મોકલવામાં આવ્યો હતો. તે ઉપરથી **અણગમો બતાવી, અમદાવાદનું " હિતેચ્છુ " પેપર ખળભળી ઉઠ્યું છે.** અને એ " હિતેચ્છુ " કવિ દયારામ, નર્મદાશંકર, અને બાલાશંકરની ખાનગી જીંદગી ઉપર અઘટિત આક્ષેપ કરે છે ! હું પુછુંછું કે, **એ પોતે સંપુર્ણ છે કે ?** ગુર્જરગિરાનાં એ ત્રણે અમુલ્ય નર રત્નો હતાં. અસાધારણ બુદ્ધિના મહાન પુરૂષો હતા, એ સર્વમાન્ય વાત છે. તેમનાં દૂષણો જોવાથી પ્રજા વર્ગને કંઇ લાભ નથી. કવિતાનો જીવ જે રસ, તે ઇશ્વર કૃપાએ કવિની કુશળ કલમમાં આપોઆપ આવી જાય, માટે તે નઠારા, એ ન્યાય તો દુરાગ્રહીજ કહેવાય. ગમે તેમ હો, પણ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે કે, મહાન પુરૂષોનાં જીવનચરિત્રો ઉપરથી ધડો લઇ, તેમની સદ્દવાર્તાઓ અને સદાચરણનું અનુકરણ કરી, તેમનાં **દૂષણો નહીં, પણ ભૂષણો જોતાં શીખી,** દોષદ્દષ્ટી સમુળગી નાશ કરવી જોઇએ. તે વિના આપણું બેહેતર થશે નહીં. હિતેચ્છુના એડિટર સાહેબના લક્ષમાં

આ વાત રહેલી જણાતી નથી. નહીંતો પ્રખ્યાત ચિરંજીવ મહાત્માઓ, જે પ્રતિઉત્તર આપવા હાલ અસમર્થ છે, તેમના ઉપર આક્ષેપ કરવાની તેમની અધમ અને કંગાલ ઇચ્છા થાત નહીં.

નિર્જીવ તકરાર એ "હિતેચ્છુ" એવી લાવે છે કે, કવિ દયારામની છબી આવશે, તો કોઈ સામળભટની, કોઈ નરસીંહ મહેતાની, કોઇ પ્રેમાનંદની અને કોઇ અખ્ખા ભગતની છબી માટે સોસાઇટીને કનડશે–માટે **દયારામની છબી તો જોઇએજ નહીં.** હીતેચ્છુની આ ગભરામણ શું આંધળી નથી? જેમ દયારામની છબીનો પત્તો લાગ્યો છે, તેમ બીજા જુના કવિઓને માટે નથી; ને લાગે તો **ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનું ભાગ્ય ક્યાંથી કે જુના કવિઓનાં મુખદર્શન થાય!** મને તો લાગે છે કે આ આંધળા કારણને લીધેજ દયારામનાં મુખ દર્શન કરવાનો **આવેલો લાગ અને લાભ** સોસાઇટીને, છતે સાધને, વીના કારણ, જતો કરવાની સલ્હા "હીતેચ્છુ" આપે છે.

**દયારામ નઠારા હશે, તેમની કવિતા શ્રૃંગારી હશે,** (હું તો તે માંનતોજ નથી; કેમકે જેણે લખ્યું છે કે "જે કોઇ જન કલ્યાણ ચાહો તે, સ્ત્રીની સંગતં તજજોરે;"–તે નીતીમા ઉતરતો કેમ?) **તોપણ** જો ભાવથી ખોળ કરીએ તો, **તેમનાં અનુભવથી ઘડાએલાં શિક્ષા વચનો,** તેમનાં ભજન પદો, અને નીતિ ભક્તિ તથા વૈરાગ્યની કવિતાઓ માંથી અસંખ્ય અમુલ્ય વાતો આપણને મળી આવશે, આપણા મનનો અંધકાર દૂર થશે, અને આપણી સત્યાસત્યની પરીક્ષા કરવાની વિવેકબુદ્ધિ રૂપી ત્રાજવામાં **દયારામનો સારો ભાગ, નઠારા ભાગ કરતાં વધી પડશે;** અને આપણે હરખભેર ગર્વ સહીત કહીશું કે—દયારામ કવિ તો અમારા ગુજરાતના રત્ન હતા. જુના હિતેચ્છુના ખંખ એડિટર સાહેબ, દયારામની છબી સોસાઇટીએ નહીં ખરીદ કરવાનું બીજુ કારણ એ આપે છે કે–સોસાઇટીનું ભંડાળ ગુજરાતી ભાષાની ખિલવણી કરવા માટે છે; સોસાઇટીમાં એવા કવિઓની છબીઓનું સંગ્રહસ્થાન કરવા માટે નથી. **આ કહેવું શું વ્યાજબી લાગે છે?** જુના કવિની છબી મળી આવે, ને તે સોસાઇટીના મકાનમાં મૂકાય, તેથી શું ગુજરાતી ભાષા કરમાઈ જશે? રોયલ એશીયાટીક સોસાઇટી અને વિલાયતની તેવી સોસાઇટીઓની તેમણે આ બાબતમાં સલ્હા લેવી જરૂરની છે. વળી **સોસાઇટીનું ભંડાળ** પોતે **કહે છે કે એવા કામમાં વાપરવાનું નથી.** તો હું તેમને પુછવાની રજા લઉં છું

કે, સોસાઈટીનું ફંડ છાપખાનાંવાળાનાં ઘર ભરવા સિવાય, ચિત્રો પ્રસિદ્ધ કરવામાં કદી વપરાયેલું કે નહીં? અને જો વપરાયેલું હશે તો, **દયારામની છબીને તે લાભ નહીં આપવાનું કાંઈ ખાસ કારણ છે?** આગળ થઇ ગયેલા સજ્જનો તરફ નજર કરીશું, તો પોતાને મળેલો લાભ, દયારામની છબીને પણ આપવા, જાણે તે ઉત્સુક હોય, એમ લાગે છે. મહાત્મા ગ્લેડસ્ટન નામદાર લોર્ડ રિપન, જનરલ ગોરડન, સરદાર બહાદુર ભોળાનાથ સારાભાઇ, બાબુ કેશબચંદ્રસેન, આદી મહાન પુરૂષોની છબીઓ સોસાઇટીના ફંડમાંથી ચાલતા બુદ્ધિપ્રકાશમાં વિના ખરચે, પ્રકટ થઈ હોય—એમતો બનેજ નહીં. સને ૧૮૯૯માં ગુ૦ વ૦ સોસાઇટીએ રાસમાળાની નવી આવૃત્તિ છપાવેલી છે. તેના ભાગ પહેલાને શરૂ પાને **ફોરબસ સાહેબનું સુંદર ચિત્ર મુકેલું છે, તેને માટે પણ સોસાઈટીના ફંડમાંથીજ ખરચ થયું હશે.** તેવી કોઇ જાતની તજવીજ, સોસાઇટી ધારે તો, શું કરી શકતી નથી? પણ હિતેચ્છુના એડિટર સાહેબ આડા આવે, અને મેનેજીંગ કમીટીના મેમ્બરોને લુખ્ખો તાપ દઇ હરખાય, ત્યાં દયારામની છબીને માટે ખુલ્લો થતો માર્ગ પુરાયા વિના કેમ રહે? ગમે તેમ થાઓ, તેમાં આપણે શું? **લોકોનું કામ છે, ને લોકો કરે તે ખરૂં.**

હિતેચ્છુ તા. ૧૯-૯-૧૯૦૧ **ચરચાપત્ર.** (૧૭)

"હિતેચ્છુ" પત્રના અધિપતિ-સાહેબ! અગષ્ટ માસની શરૂવાતમાં કવિ દયારામના સંબંધમાં ગુ૦ વ૦ સોસાઇટીના પ્રેમાભાઇ હોલમાં ભાષણ થયું, અને ભાષણ કરતાએ મનમાં જાણે એ સંબંધમાં કેવોએ મોટો શોધ કર્યો હોય, એવું પાંડિત્ય કરી તેમની છબી સોસાઇટીમાં મુકવા સંબંધી જણાવ્યું. **ભાષણ કરતા સાઠોદરા ગૃહસ્થ નાગર છે,** અને કવિ દયારામ પણ સાઠોદરા ગૃહસ્થ હોવાથી તેમના પર ભાષણ કરતાની મમતા થાય, એ તેમને લાયક છે; અને તે પછી તેમણે કે કોઇ બીજાએ દયારામની છબી મુંબાઇમાં મરહુમ કવિ નર્મદાશંકરને ત્યાંથી ખરીદ કરી સોસાઇટીમાં મુકવાની અરજી સોસાઈટીના સેક્રેટરીના નામથી ઘડીને અતરેના કેટલાક ગૃહસ્થોની સહીઓ લઇને સોસાઇટીમાં મોકલી હતી.

સભાઓ મેળવવાના આમંત્રણ પર તેમજ અમુક કામ માટે કેટલીક રીતે ગ્રહસ્થોની સહીઓ લેવાય છે. તે માટે તે ગ્રહસ્થો તેમાં કેવા વિચારથી સહી કરે છે, તે કેટલાક અનુભવિઓ જાણે છે. થોડાક વખતપર અતરે નવા ખરડા સંબંધી સભા મેળવવા એક ગ્રહસ્થની સહી મેળવવામાં

આવી હતી. પણ તે ગ્રહસ્થને પાછળથી વિચાર કરવાથી તેમણે પોતાની સહી પાછી તાંણી લીધી હતી. આમ એકાદને મેળવી લઈ, સહી કરાવી, તે માટે પ્રયાસ કરનાર, બીજાની પણ સહીઓ સેહેજમાં કરાવી લે છે. આવી સહીઓવાળી અરજી પર કેટલું વજન મુકવું, એ કામ પ્રજાને અને સોસાઇટીને વિચારવાનું છે. હું કહેતો નથી કે, એ સહીઓ કરનારે ભોળપણે સહી કરી હશે. પણ ઠીક છે, **અમુક ભાઇનો અમુક કામ માટે ઉત્સાહ છે, તો ભલે,** તેમ થશે-તેમાં આપણું શું જાય છે? એવા વિચારથી ઉદાર દિલના ગ્રહસ્થો, તેવી બાબત પર સહી માગવાથી સહી કરી આપે છે; અને **એકનું જોઇને બીજા પીછું તાંણે છે.** આ પરથી તેમ કરવાનો તેમનો ઉત્સાહ પુર્વક હેતુજ છે-એમ એકદમ સમજુ માણસ વિચાર કર્યા વગર, તે બાબત કબુલ કરવીજ જોઇએ, એમ કદી કહી શકાયજ નહીં. એક ન્યાયાધીશના સગાએ અથવા પુત્રે ગુન્હો કર્યો હોય, અને ન્યાયાધીશનો પોતાના પુત્ર કે સગા માટે ઉત્સાહ અથવા લાગણી હોય, પણ તેથી તેને ન્યાયની રીતે ઠરેલા ગુન્હેગારને બચાવવા તેનું કર્તવ્ય તેને સમજાવશે નહીં. એજ મુજબ, એ સહીઓ કરનાર ગ્રહસ્થને માટે કબુલ કરશે; અને તેઓ સોસાઇટીની મેનેજીંગ કમીટીમાં કે જનરલ કમીટીમાં મેંમ્બર હોય, તેથી સોસાઈટીને જે કામ કરવાને તેમાં નાણાં આપનારાઓએ જે વિચારથી અને સમજથી નાણાં આપ્યાં હોય, અગર મેંમ્બર તરીકે નાંણાં ભર્યાં હોય, તે વિચાર તોડવા, અથવા તેનો ભંગ કરવાને તે **મેંમ્બરને અધિકાર** નથી. અમુક ગૃહસ્થ એવું અભિમાન રાખે, કે **મારી** ઇચ્છા **અને લાગણી, તે સરવની** ઇચ્છા અને લાગણી થવી જોઇએ-તો **તેમાં તે ભુલ કરે છે.** નાતો, મંડળીઓમાં અને છેલ્લે ધારાસભામાં મેજોરીટીથી કેવો અન્યાય થાય છે, તે સઘળાથી અજાણ્યું નથી. છતાં કોઇની શરમ ન રાખતાં તમારો અભીપ્રાય તમે સ્પષ્ટ રીતે જણાવ્યો છે; તોપણ હજુ છબી મુકાવનાર, સોસાઈટીએજ તે કામ કરવું, એવો આગ્રહ શા માટે કરતા હશે-તે સમજાતું નથી. ગુજરાતી પત્રમાં "દયારામ" ની છબી જણાવે છે કે ૧૦-૨૦ ગ્રહસ્થોએ અરજી કરી છે. જેમાંનાં દસ નામ એવાંતો સદ્ધર છે કે, એ છબીની કીંમત આપતાં તેમને ભારે પડે નહીં. **આપે જણાવ્યું છે, અને હું ફરીથી જણાવીશ, કે એમાંના શેઠ ચિનુભાઇ** માધવલાલ પોતે એક કરતાં ત્રણ છબીઓ-**કવિ દયારામ, કવી નરમદાશંકર, અને કવી બાળાશંકર એમ ત્રણની છબીઓ એક સપાટે ખરીદ કરી શકશે.** એમાં બે તો એમના જ્ઞાતી ભાઈ હતા,

અને તેઓ પર તેમનો ખરો પ્યાર હોય, તો તેઓ સોસાઇટી પાસે શા માટે માગવા દોડી ગયા છે—એ સમજાતું નથી. શેઠ ચિનુભાઇ માધવલાલની સાથે, જોઇએ તો રા. બા. ખુશાલરાય સારાભાઇ જો ખરેખરા દયારામના ભક્ત હશે, તો તે માટેના ખરચમાં તેઓ પાછા હઠે એવા નથી; અને **રા, બા. ભોળાનાથ બાપાલાલ તો તન મન અને ધનથી તેમ કરવાને ધારે છે.** તોપછી આવી હલકી બાબતમાં સોસાઇટી પાસે માગવા જવામાં તેઓ પોતાનો દયારામ ઉપરનો ચાહા ઓછો ધરાવતા પ્રજાને સમજાવે છે. જો તેમની કવિ દયારામ પ્રત્યેની, શ્રદ્ધા સહીતની ભક્તી હશે, તો તેમને એ કામ જરા પણ મુશ્કેલ નથી. છતાં જો તે અરજી પર બીજાના દોરવ્યાથી શ્રદ્ધારહીત હોઇ સહી કરી હોય તો, તેમનું મન જાંણે; પણ એ બાબતમાં એટલું તો કહેવાય કે, સોસાઇટી કે જેનાં નાંણાં ઘણાં ઉપયોગી અને અમુક રીતેજ ખરચાય એવા બંધનમાં હોવાનું જાંણતા છતાં, તેની પાસે બીજાઓ સાથે માગવા દોડી જવામાં, તેમની દયારામ પ્રત્યેની શ્રદ્ધા, અને ભકિતને માટે પ્રજાએ વિચાર કરવો જોઇએ. અને **જો એમજ હોય તો,** એ અરજી પર કેટલું વજન મુકવું, તે પણ **પ્રજાએ વિચારવાનું છે.** ખરી રીતીતો તમે જણાવીજ છે કે, તે કવિ દયારામના ભકતોએ તેમની કવિતાનો સંપૂર્ણ સંગ્રહ બહાર પાડી, તેમાં તેમની છબી મુકી, બધાં ગામે ગામના **ઝુંકડા અને લેહેરી-સાઠોદરા** ગ્રહસ્થોમાં તે પુસ્તકનું લ્હાંણું કરવું. તેમજ તે ઘણી જુજ કીંમતે તે પુસ્તક બહાર મુકવું, કે તે લેખકના કહેવા પ્રમાણે, તે રત્નનાં ઘણા લોકો રોજ ભાવથી દરશન કરીને, તેમની રસિક વાંણી—

" સાંભળરે તું સજની મ્હારી, રજની ક્યાં રમી આવીજી ?..."

"ચાલ ચલને અલબેલી પ્યારી રાધે..." એતો તમે જણાવી છે, પણ તે સાથે..." રાતલડી કોની સંગે જાગ્યા ?..." **એ, અને એવી સેંકડો કવિતાવાળી** સ્હવાર સાંજ ગાઇ આનંદ કરશે. આ ગરબીઓમાંની કેટલીક, ઘણી સ્ત્રીઓ ટોળાબંધ ગરબામાં ગાય છે. જે સાંભળવા રાત્રે રસીક અને લહેરી પ્રેમી, આનંદથી રસમાં ડોલે છે. પણ તેવા હમેશાં રસીકોને રસીક લાભ મળવાનું સાધન તો, મેં ઉપર જણાવ્યું છે તેમજ મળવાનું. અને સઘળા **રસીલા ને રંગીલા સાઠોદરા પુરૂષ અને સ્ત્રીઓના આત્માને પ્રસન્ન થવાનું ત્યારે થશે.** તેઓ ક્યાં રોજ સોસાઈટીમાં તેમનાં દરશન કરવા આવી શકશે ? માટે આપે જણાવેલા વિચાર

મને યોગ્ય લાગે છે. તેમ છતાં "ગુજરાતી" પત્રમાં "કવિ દયારામની છબા" લેખક, શા માટે તે બીના ઉડાવી દે છે, અને **ખોટાં વલખાં મારે છે !**

કવિ દયારામની બાબતમાં તમો હાલના એડિટરનું લખાણ છે. છતાં **તેના માજી એડિટર, જેમણે આ પત્ર ઘણા વરસથી છોડી દીધું છે, તેમની** પર "ગુજરાતી" માં લખનાર કાંઇ ખાંનગી દ્વેશના કારણે, આક્ષેપ કરતો હશે કે શું ? શું આગળ એ બાઇ સાહેબને એ એડીટરે પોતાના વખતમાં કાંઇ ધિક્કારી કહાડયા છે કે કેમ ? કારણ **લખાણના મુદ્દાપર થી ખશી જઈ** તેમને ગાળો ભાંડવામાં, તેણે પોતાનું કોઈ જાતનું વૈર વાળેલું **તે સમજતો** હોય, તો ભલે તેની ઇચ્છા.

કોઇ પણ માણસ કેવો છે, એમ જાહેરમાં જણાવવાને તેના જાહેર કામથી સાધન મળે છે. **દયારામને** માટે તેમની **કવિતા** કેવળ ખુલ્લી અને સ્ત્રી પુરૂષના મંડળમાં અથવા પુરૂષ મંડળમાં **વાંચવા અયોગ્ય હોય,** તો **પછી** તેમને માટે જેમનો ભાવ હોય તે તેમને પૂજે; પણ તે પરથી **તેમને બધાએ પુજવા, અથવા તેમનાં દરશન કરવાં, એમ કેહેવું એ કેવળ મમત્વ છે.** તોપણ, આપે તો, એમના સંબંધમાં તેમ કવિ નરમદાશંકર કવિ અને બાલાશંકરના સંબંધમાં, કાંઈ પણ અયોગ્ય વિચાર જણાવ્યા **નથી.** છતાં "ગુજરાતી" ના લેખકના મનમાં કયાંથી એ ભાવ ઉત્પન્ન થયો ? શું તેના મનમાં તેમના વિષે કાંઇ શક છે કે શું ? અને જો તેમજ હોય તો, **મરનારની પાછળ એવા વિચાર લોકોમાં ઓછા ફેલાય, તે માટે** તેમણે **ચુપજ રહેવું,** એ તેમના માટે લાભનું છે.

અમુક રત્ન છે, કે બીજી રીતે છે, તે **જેને જેમ સમજાય, તેમ ખરૂં.** પાસીફીક મહાસાગરના કેટલાક બેટના અને બીજા સ્થળના મનુષ્યોને વસ્ત્ર પહેરવાનુ **ઘણું સમજાવ્યા છતાં તે માનતા નથી.** એ સંબંધમાં સારૂ નરતુ સમજવાની તેમની માન્યતા છે. "ગુજરાતી"ના લેખકના જણાવવા પ્રમાણે, જીવન ચરીત્રમાંતો, જે બીના આવતી હોય, તે **પરથીજ તેને** સારો નરતો કહેવાનો આધાર છે. તેમ છતાં એ સંબંધમાં તે માટે જેને જેમ સમજાય તેમ ખરૂં; પણ તેણે પોતાના સમજવા જેવુ બીજાએ સમજવાની **હઠ કરવી, એ મિથ્યા** મમત્વ મને સમજાય છે.

સોસાઇટીને કોઇએ લાભ કર્યો હોય, તો તે લાભનો બદલો વાળવા સોસાઇટીના ફંડમાંથી ખરચ કરાય, **એ વાતને, કવિ દયારામની છબી**

અને બીજાઓની **સાથે કેમ સરખાવી શકાય ?** તે મ્હને સમજાતું નથી. **કવિ દલપતરામની અને મી. ફારબસની છબી સોસાઇટીમાં રખાઇ** છે, તેમ ફારબસની છબી રાસમાળામાં મુકાઇ છે–એ **કોણ નથી જાણતુ ? પણ** કવિ દલપતરામથી સોસાઇટીને કેટલો લાભ થયો છે ! અને મી. ફારબસને સોસાઇટીના પિતા કહીએ, તો ખોટું નથી. **તેમનાથીજ** સોસાઇટીની સ્થાપના થઈ છે. તેમની છબી રાસમાળામાં ખરચ કરી મુકવામાં, ખરી રીતે તેમના ઉપકારના બદલાની સોસાઇટીએ એક પ્રેમાંજલિ આપી છે–એમ હું માનું છું.

"બુદ્ધિપ્રકાશ"માં અમુક મહાન પુરૂષનું ચરિત્ર લખતાં તેની છબી મુકાઈ હશે, પણ તે લેખક જાણતો નથી કે, **બુદ્ધિપ્રકાશનું સોસાઇટીમાં ખાતુ** છે; અને તેનો ખરચ તેની આવકમાંથી થાય છે. વખતે તેમાંથી લેખકને ઉત્તેજન દાખલ સોસાઇટીમાંથી કાંઈ ખરચ થતો હશે, તો પછી બુદ્ધિપ્રકાશમાં તેવી છબી મુકવાનો ખરચ બુદ્ધિપ્રકાશ કરે, તેમાં સોસાઇટીએ છબીઓનું ખરચ કર્યું, એમ શા પરથી કહેવું ? અમુક ચિત્ર કે છબી મુકવી, એ કાંઇ સોસાઇટીએ છબી માટે ખરચ કર્યું એમ કહેવાય નહીં. સોસાઇટી દર વરશે હજારો રૂપીઆનાં પુસ્તક છપાવીને સસ્તી કિંમતે વેચે છે; એટલે પડતર કીંમતમાં વખતે કાંઇ ખોટ જાય, તેમ કરે; તે પરથી સોસાઈટીએ કાંઇ છબીનો ખરચ કર્યો, એમ કહેવાય નહીં. પણ પુસ્તકો ખાતે જે ખરચ થાય, તે તેના વેચાણમાંથી વળી રહેછે. **સોસાઇટી સારા લેખકો પાસે પુસ્તક રચાવે** છે, તેનો ખરચ કરે છે; **તેમજ** કોઇએ છપાવેલાં પુસ્તકો **મદદ દાખલ ખરીદ કરે** છે. અને તેમ કરીને લોકોમાં ગુજરાતી ભાષાનો ફેલાવો અને નીતિ, કળા કૌશલ્ય; વિદ્યા અને ઇશ્વરના અસ્તિત્વ જેવાં, જ્ઞાનનો અને સદગુણનો ફેલાવો થાય એવાં પુસ્તકો બહાર પાડે છે. અને તે કામ માટે તેને ખરચ કરવાની સત્તા છે. નહીં કે છબીઓ ખરીદ કરવાની તેને ટ્રસ્ટ ડીડથી સત્તા મળી હોય. **આમ છતાં કેટલાક હઠે ભરાઇ, આ પત્રના માજી અધીપતીને અને પત્રને ગાળો દે,** તેમાં પોતાનીજ હલકાઇ બતાવે છે. એમાં શક નથી. તોપણ મારા આ લખવાથી હજુ **સોસાઇટિનું હિત, અને હેતુનો વિચાર સમજી કરશે.**

—એક સોસાઈટીનો મેંબર.—

ગુજરાતી પંચ તા. ૨૩–૯–૧૯૦૧–**લાલ કિતાબ.** (૧૮)..

ફોટોનો તો **હુન્નરજ** ન હતો, એવા વખતમાં આપણા **દયારામ-**

કવિ જન્મ્યા હતા. તેથી તેમની છબી મળવાનીજ નથી; અને મળે તો તેને ખોટી ખોટી-કરી બૂમો પાડવી, આટલીજ એક દલીલ, "હિતેચ્છુ" ને અમે આપીએ છીએ. પણ **એવી સરતે કે**, તેમણે અમે આ દલીલ બતાવી છે, એ વાત ખાનગી રાખવી. **આવા જાઓ પછી, મારા વ્હાલા નાગર લોકો**, બધા ભેગા થઇને. પછી "**ગુજરાતી**" **પત્રનો ભલેને તમે મત લો;** પણ ગુજરાતી જેવાં એ ચીંથરિયાંને રાજાધિરાજ હિતેચ્છુજી કયાં ગણે તેવા છે ?

અમને વિચાર કરતાં સુઝી આવ્યું કે, આ મહાભારત યુદ્ધમાં આપણે હિતેચ્છુના સૈન્યમાં સામેલ થવાનું છે. કારણકે તેની દલીલો પાયાદાર છે. જાહેર માણસોની જાહેર જીંદગી તો જાણે દેખાય છે, પણ ખાનગી જીંદગી પણ જાણવાની જરૂર છે. અને તે મરી ગયા હોય, એટલે તે જાણવાની જરૂરમાં એક અંશે પણ ન્યુનતા નથી થતી. **મરી ગયા હોય તો કમીશન** નીમી ને શોધી કહાડો. કમીશનો આજકાલ કેટલાં નિમાય છે? તેમાં એક વધારે. ને હિતેચ્છુને તેમાં પ્રમુખ નીમજો !

**ગુજરાતી** તા. ૨૯-૯-૧૯૦૧ (૧૯)

**ગુ૦ વ૦ સો૦...ને કવિ દયારામની છબી**—અંગ્રેજ પ્રજામાં એક અગત્યની કહેવત છે કે—"**કાર્ય ને જુઓ, માણસને નહીં**" આ નીતિ-વચન પ્રમાણે અંગ્રેજો હમેશાંજ વર્તતા આવ્યા છે, ને વર્તે છે. તેઓ પોતાના સોલ્જરો, શોધકો, કવિઓ, નાટકકારો, ને રાજનીતિજ્ઞોની તપાસ તેઓના કાર્યથી કરે છે; ને કાર્ય પ્રસંગે પ્રત્યેક વ્યક્તિના કેટલાક **દોષો** પર સ્વાભાવિક **દરગુજર કરી**, તેઓના કાર્યનું નિરીક્ષણ કરે છે, ને તે પછી તેઓને પુજે છે. આ નીતિ, બહુધા ઉત્તમ તેમજ આદરણીય છે. આ નીતિને અનુસરીને તેઓ પોતાના દેશના ઝળકતા તારાઓને માન આપે છે. જેમ તેઓ સરદારોને ને રાજનેતાઓને માન આપે છે, તેમજ સાહિત્યકારોને માન આપે છે. **કવિઓ પર તુષ્માન થઈ જાય છે. ને ઇંગ્લાંડમાં** એક એવી જગા છે, કે જેમાં **Poet's Corner** પણ રચેલો છે. **જે દેશમાં સાહિત્યકારોને આવાં માન, તે દેશની ઉન્નતિમાં પુછવુંજ શું !** કમનસીબે આપણા દેશમાં કવિઓ કે સાહિત્યના ઉપાસકોની જોઈતી કદર થતી નથી. તેનો દાખલો અમદાવાદ તરફ ચાલતી એક ચર્ચા, ને જે સંબંધે આ પત્રમાં ચર્ચાપત્રો છપાયાં છે, તે પરથી જણાય છે. અમદાવાદની ગુ૦ વ૦ સો૦ એક ગુજરાતી ભાષાનો ઉદ્ધાર

કરવાને માટે નિમાયલી છે. તેને એવી સુચના કરવામાં આવી છે કે, ગુજ-રાતના કવિરત્નો હોય, તેઓની છબીઓ મળે, તો તે મેળવવી; ને એવા છબી-સંગ્રહની એક ગેલેરી બનાવવી; ને ગુજરાતના સાહિત્યકારોને માન આપવું. **સાહિત્યના, ને સરસ્વતીના ઉપાસકો આ વિચાર જાણીને સંતોષ પામ્યા;** અને અમદાવાદના કેટલાક સંભાવિત ગૃહસ્થોએ સોસાઇટીને એક વિનંતી-પત્ર મોકલ્યો, કે **ગુજરાતના કવિરત્ન દયારામ,** કે જેમની બાનકની બલિહારીનું વર્ણન થવું અશક્ય છે, તેઓની છબી મળી શકે તેમ હોવાથી તે મેળવવી, તે ઉપરથી **અમદાવાદનું એક પત્ર,** જે સાહિત્ય પ્રેમ-રસ, એ વિગેરેમાં સુકુતાટ છે, તે **છછણી ઉઠયું છે;** ને કેટલાંક અઠવાડીયાં થયાં, જે પોતાની આબરૂનો **બચાવ કરવાને આવનાર નથી, તેવા કવિ દયારામને,** અને તે સાથે બીજા કેટલાક કવિઓને, **ભાંડવાનો ધંધો લઇ બેઠું છે.** એ અમદાવાદી પત્રકારને એટલું પણ ભાન નથી, કે **કવિ એટલે શું?** ને કવિના જીવનમાં શું જોવાનું છે? ગુજરાતી પ્રજા, કવિ દયારામ અને કવિ નર્મદને ગુજરાતના **બાયરન** જેવા માને છે. તો આપણે બાયરનની જીંદગી તપાસીએ, તો સ્પષ્ટ જણાશે, કે **અંગ્રેજ પ્રજા એ કવિ-ભુષણ પર રીદારીદા થઇ જાય છે, ને તેના ગ્રંથો પ્રેમથી વાંચે છે,** ને તેની છબીને પ્રેમથી **પુજે છે. તેનું કારણ કાંઇ બાયરનનાં જીવન-કૃત્યો નથી;** પણ જે યશસ્વી કૃત્ય તેણે અંગ્રેજ પ્રજાને વારસામાં આપ્યું છે, તેજ છે. **નવી પ્રજા તે જાણવાની નથી,** ને વિચારવાની પણ નથી. **તે તો ફક્ત જોશે તેનું કાવ્ય,** ઔજસ, રસ માધુર્ય, અલંકાર, બાનકની ભભક. પ્રજાનુ કામ નથી કે, તેણે કવિઓના જીવન કૃત્યો જોઇને તેના કાવ્યોની તુલના કરવી; કેમકે **કવિ તો અસ્ત થયો, છે પણ તેના ઝળહળતા કિરણોનો પ્રકાશ સદા પ્રકાશ આપે છે** કે નહીં-તેજ આપણે જોવાનું છે. અને જ્યારે કવિઓના પ્રકાશને જોવા બેશીએ, ત્યારે તેના ચારિત્ર્યના સંબંધમાં કેટલીક છુટ મુકવી જોઇએ. કેમકે **કવિઓ જે હક બીજાઓ ભોગવી શકતા નથી, તે ભોગવવાના હકદાર છે, અને તે હક ભોગવવાની સત્તા આપણે તેઓને આપી શક્યા નહોત, તો કવિ કાળીદાસનાં કાવ્ય ને મેઘદૂતનાં દર્શન કરી શકત નહીં બાયરનનું ડોન જવાન, અને શેકસ પીયરનું વિનસ ને એડોનીસ પ્રાપ્ત કરી શકત નહીં.** હાફેઝના પ્રેમથી લદબદ પ્રાસાદિક કાવ્યથી બેનસીબજ રહેત; અને સુરદાસ, પદ્માકર, ને સુંદરનાં અપ્રતિમ પ્રાસાદિક કાવ્ય અંધારામાં ગુંગળાઇ મરણ-શરણ થાત.

* * *

જેઓ અરસિક છે, જેઓનાં હૃદય બ્હેર મારી ગયાં છે, તેવા અરસિક જડોને માટે અમારો આ લેખ નથી. ભલે તેઓ તિનાં પુછડાં આંમળયા કરે ! પણ જેઓ કાવ્યનું માધુર્ય ને ઓજસ, લાલિત્ય ને પ્રાસાદિક વસ્તુનુ દર્શન કરનારા છે, તેઓ, પ્રેમીલા છેલ કવિઓના કાવ્યથી સુપ્રસન્ન રહે છે; અને તે વાંચતી વખતે, તેઓ એવા લીન થઇ જાય છે, કે જો તેમની સૃષ્ટિમાં કવિ પંડે હાજર હોય, તો તેને પુષ્પથી વધાવી લે. કવિ દયારામ ગુજરાતનું એક મોહરૂ હતો; અને જેઓ તેનો પ્રતાપ સહન કરી શકતા નહીં હોય, તેવાઓ યદવા તદવા બકે, તેનું તોલ પ્રજા સારી રીતે કરી શકેછે; ને તેની જરાપણ દરકાર કરતી નથી. ઉલટું તેને હસે છે. જે કવિએ ભાષાના શબ્દ ભંડારમાં વધારો કીધો છે, તેવા કવિનો ઉપકાર માનવાને બદલે, તેના અવગુણો પ્રત દ્રષ્ટિ કરનારા કૃતઘ્ન મનુષ્યો, સાહિત્યના સંબંધમાં અજ્ઞજ ગણાશે. અને તેવા અલ્પજ્ઞના બકવાદથી દયારામભાઈની કીર્તિને કાળાશ ચોંટવાની નથી; ને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનું સુભાગ્યજ ગણાશે, કે પોતાના મંદિરમાં પહેલીજ આ કવિરત્નની તસ્વીરની પધરામણી કરશે. સોસાઈટીએ તેટલાથીજ અટકવાનું નથી, પણ બીજા જે જે કવિઓની તસ્વિર મળી શકતી હોય; તે પણ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો, ને સામ્પ્રત કાળના કવિઓ દલપત ને નર્મદની પણ પોતાના મંદિરમાં પધરામણી કરવી. આજની ક્ષુલ્લક પ્રજા તસવીરની કીંમત કદાચ નહીંપણ સમજે; કદાચ કેટલાંક નીતિનાં પુંછડાંઓ "મુખમાં રામ, ને બગલમેં છુરી;" જેવા શૂન્ય ભકતો, આ કાર્યને વખોડશે, અને સોસાઈટીના પૈસા કમાર્ગે જાય છે, એવો પણ આક્ષેપ કરશે; પણ ભવિષ્યની પ્રજા સોસાઈટીનો ઉપકાર માન્યા વગર રહેનાર નથી; ને સાહિત્યના શિરોમણીઓ સોસાઈટીનાં જે વખાણ કરશે, તે ઇતિહાસ દર્શાવશે.

---

ગુજરાતી તા. ૨૯-૯-૧૯૦૧ ( ૨૦ )

## ચર્ચાપત્રો

**કવિરત્ન દયારામની છબી—"ગુજરાતી" ના અધિપતિ સાહેબ—**

કવિશ્વર દયારામની છબી સંબંધે ચાલેલી ચર્ચાનું શું પરીણામ આવ્યું, તે જણાવ્યું નથી; માટે આ લેખ લખાય છે.

**નીતિ અને સુધારો-તેનાં મૂળતત્વ શું છે, તે જાણ્યા વગરજ પોતાને નીતિ અને સુધારામાં અગ્રેસર માનનાર અમદાવાદના એક પત્રે કરેલી કેટલીક અયોગ્ય ટીકા,** કે જેનો બીજી તરફથી ઉત્તર આપવામાં આવેલ છે, તેની ઉપેક્ષા કરી **જણાવવાની જરૂર છે કે, કવિ દયારામની છબી હોય, તો "ગુજરાત વર્નાકયુલર" સોસાઇટીએ** પોતાનાથી આપી શકાય તેવી ભારે કીમ્મતે પણ **ખરીદવી**-એ સોસાઇટીનો મુખ્ય ઉદ્દેશ છે, એમ કહેવું જોઈએ. ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે સ્થપાયલા એક મંડળની એ તો પહેલી ફરજ છે કે, તે ભાષાના ખેડનારાઓની છબીઓ અને ચરિત્રો, બને તેટલા પૈસાને ભોગે પણ મેળવી લેવાં. **રા. બા. હરગોવિંદદાસે પ્રાચિન કવિઓની કવિતા અને ચરિત્રો પાછળ જેટલો શ્રમ લીધો, અને નામદાર ગાયકવાડ સરકારે જે ધન વાપર્યું, તેમાંનું કંઇપણ સોસાઇટીએ કર્યું નથી.** કવિશ્વર દયારામ ભાઇની છબીની ચર્ચા ઉત્પન્ન થતાજ, સોસાઇટીએ યોગ્ય તપાસ કરી તે મેળવી લેવી જોઈતી હતી. તે ન મેળવી હોય તો, નિર્વિલંબે તેણે મેળવી લેવી. માત્ર કવિશ્વર દયારામભાઇનીજ નહીં, પરંતુ બીજા જે કોઇ પ્રાચિન અર્વાચીન કવિઓ અને લેખકોની છબીઓ મળે, તે સોસાઈટીએ ઘટિત ખરચે મેળવી, સોસાઇટીના મકાનને ગુજરાતી ભાષાના ભક્તોની પ્રતિમાઓથી અલંકૃત કરવાને ચુકવું નહીં. હજારો ગુજરાતીઓના **તાનમય ગાનરૂપ થયેલી જેની ગઝલો ગુજરાતમાં હાલ ઘેરેઘેર ગવાય છે, તે યશઃકાયી બાળાશંકરની છબી અને ચરિત્ર અતિ સુલભ છે, અને પાછળથી મોટે ખરચે પણ નહીં મળી આવે.** એ અગમ બુદ્ધિ વાપરી હાલજ મેળવી લેવાં જોઇએ છીએ. પ્રો૦ મણીલાલ નભુભાઇ, રા. હરિલાલ હર્ષદ વગેરેનાં ચરિત્રો ને છબીઓ, નિર્વિલંબે સોસાઇટીએ પોતાના દિવાનખાનાની અનુપમ શોભારૂપ થવાને અને ભવિષ્યમાં ગુર્જર ભાષાનો ઇતિહાસ લખનાર માટેનાં ખાત્રીલાયક સાધનો મુકવાને સોસાઇટીએ જે જે કવિઓની છબીઓ અને ચરિત્રો મળી આવે, તે મેળવવામાં પોતાના ધનનો વ્યય કરવો. ગુજરાતનાં ઉદાર બાળકોનું ધન ગુજરાતી ભાષાના ભક્ત બાળકોને માટેજ છે. **"સોસાઇટીનો એ આશય નથી" એમ કહેવાને આજના સુધરેલા-કેળવાયલા જમાનામાંથી** કોઈપણ અધમ નર નિકળી આવનાર **નથી.** સોસાઈટીને ઉત્પન્ન કરનારા અને પોષનારાઓનો એજ **ઉદ્દેશ** છે, એમ કોણ નથી માનતું?

યુરોપ તરફ કવિઓ અને લેખકોનાં ચરિત્ર અને છબીઓ મેળવવાને માટેજ નહિં, પરંતુ તેમની વપરાશમાં આવેલાં ઘર, કલમ, ખડીઓ, કે બીજી વસ્તુઓ મેળવવાને પણ કેટલી ઈંતેજારી અને કેટલુ ધન ખરચાય છે, તેની સોસાઈટીના સભાસદોને યાદ આપવાની તો ભાગ્યેજ જરૂર હશે. સંસ્કૃત ભાષા અને પાછળથી પ્રાકૃત ભાષાના કવિઓ અને લેખેકોનાં ચરિત્રો મેળવવાને આજ કેટલી શોધખોળ કરવી પડે છે? અને કંઇ છાયારૂપ **શોધ લગતાં પણ, કેટલો આનંદ જણાય છે ? તે આજના સાહિત્યથી અજ્ઞાન હોય, તેને શું ખબર પડે ? કાલિદાસ, ભવભૂતિ, ભર્તૃહરિ, હેમાચાર્ય, નૃસિંહ, ભાલણ અને બીજા કવિઓ તથા લેખકો માટે આપણે કંઇ પણ જાંણતા નથી, તેથી આપણને આપણે ઓછા નિર્ભાગ્ય માંનીએ છીએ ?** અને આપણા તે કાળના લેખકો તથા ધનિઓને, તેમનાં ચરિત્રોનાં કંઈ પણ સાંધન ન રાખવા માટે, કેવા ઉપાલંભક ઠરાવીએ છીએ? તથા પુર્વના વિદ્વાનોથી "હીંદુઓમાં મહાપુરૂષોનાં જીવન અને ઇતિહાસ લખવાની રીતજ નોહોતી" એવા ઉપાલંભને કેમ સહન કરીએ છીએ ? તે ઉપર વિચાર કરી, **સોસાઇટી જેવા મંડળે** વર્તમાન કવિ માટ **સહજ લભ્ય** કવિ-ચરિત્ર અને **પ્રતિમા માટે દુર્લક્ષ દાખવવું ઘટિત નથી.**

—લી. જગદ્બંધુ.—

**હિતેચ્છુ** તા. ૩-૧૦ ૧૯૦૧ (૨૧)

## — કવિ દયારામની છબી —

આ માટે અમારા પત્રમાં લખાંણ થવાથી કેટલાક દયારામના ભક્તોને તે રૂચતુ ન આવવાથી બીજાં પત્રોમાં ગાળો દેવાને તેઓ ઉડી પડયા છે. ભલે તેમ કરીને તેઓ પોતાનું મન શાંત કરશે, તો અમે ખુશી થઇશું; પણ તેઓ મુદ્દાની વાતમાંજ તકરાર ચલાવે, તો તે સંબંધી પ્રજાને વિચારવાને ઠીક પડે.

મુદ્દો એટલોજ છે કે, એ અને બીજાઓની છબી ગુજરાત વરનાક્યુલર સોસાઇટીએ શામાટે ખરીદવી? અને સોસાઇટીના મકાનમાં મુકવી ? આ બાબત પરજ તેઓ ચરચા કરે, તો બસ છે. કારણ, ગુજરાત વરનાક્યુલર સોસાઇટી જે વિચારથી સ્થાપન થઇ છે, અને તેનું ત્રસ્ટડીડ જે કારણથી થયું છે, તે કારણમાં તે બીના આવી શકે છે કે નહીં ? અને તેમ તે કરી શકતી હોય, તોપછી કોની છબી અથવા પુતળુ ત્યાં મુકવું, એ પછીથી વિચારવાનો મુદ્દો છે.

**ગુજરાત વરનાક્યુલર સોસાઈટી ગુજરાતી ભાષાને ઉત્તેજન આપવા, અથવા તેનો ફેલાવો કરવાના હેતુથી સ્થપાઈ છે.** તે સારૂ

ગુજરાતી ભાષના બોલનારાઓમાં સારાં અને સસ્તાં પુસ્તકો છપાવીને **લોકોમાં જેમ બને તેમ વાંચવાની રૂચી ઉત્પન કરવી, અને તે વધારવી,** તે સાથે તેણે તેની શુદ્ધાશુદ્ધતા પર જેમ બને તેમ લક્ષ આપવું, તે સાથે તે ભાષા સરળ રીતે બાળ, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષો સમજી શકે, તેવી રાખવી, કે જેથી ગુજરાતની અજ્ઞાન પ્રજામાં વાંચનનો શોખ વધારવાને અનુકુળ થઈ પડે. **આ કારણથીજ મરહુમ કવિ દલપતરામ સોસાઇટીના આસીસટંટ સેક્રેટરી હતા, ત્યાંસુધી તેમણે તે નિયમ સારી રીતે જાળવી રાખ્યો હતો, અને હાલ જળવાય છે.** એજ કારણથી તેમનાં ગદ્ય કે પદ્યનાં પુસ્તક, આજે સઘળી વરણના લોકો ઘણી ખુશીથી વાંચે છે. આ કામમાં સોસાઇટીએ કવિઓ અથવા લેખકોની છબી ખરીદ કરવી એવો સમાવેશ થાયછે કે નહીં–તેનો પ્રથમ વિચાર કરવો.

આ સંબંધમાં કેટલાક હિંમાભાઈ ઇન્સ્ટીટયુટમાં બે ત્રણ છબીઓ છે, તે જોઇ એમ પુછશે કે, **તે છબીઓ સોસાઇટીએ મુકી છે, તો બીજાઓની શા માટે નહીં મુકવી ?** આ બાબતમાં જરા વધારે વિચાર અને તપાસ કરવાની જરૂર છે. અમારી તપાસ પ્રમાણે, સોસાઇટીએ તેવી છબી માટે ખરચ કર્યો નથી, અને તે **પોતાના હોલમાં મુકી નથી.** એ સઘળી છબીઓમાંની કેટલીક તેમના ફંડમાંથી, અને કેટલીક છબીઓ મરહુમના સગાએ કરાવી આપેલી હશે. **મરહુમ કવિ દલપતરામ અને મી, ફારબસે** તો આ સોસાઇટીને જન્મ આપ્યો હતો. અને તેમણેજ સોસાઇટીનું ફંડ સ્થાપી તેના મેંમ્બરો વધારવાની મહેનત કરી હતી. તેમ મરહુમ કવિ દલપતરામે કેટલીક પોતાની કવિતાની ચોપડીઓનો હક સોસાઇટીને આપ્યો હતો. છતાં તેમને માટે કાંઇ થયું નથી, તેમ **તેમની છબી એક વિદ્વાન કવિ સમજીને પણ કરાવી નથી.**

**ઇંગ્લંડ આદિ દેશોમાં મોટા પુરૂષનાં બાવલાં, તેમની છબી, તેમનાં ઘર, તેમનો સામાન, વિગેરે લોકો મોટી કિંમતે ખરીદ છે–એ વાત ખરી છે.** પણ તે માટે ત્યાંના ગૃહસ્થો કોઈ અમુક મંડળી પાસે કે જેણે લોકો પાસે અમુક બીના માટે નાંણાં ભરાવ્યાં હોય, અને જેનો ઉદ્દેશ તેમ કરવાનો ન હોય, તેની પાસે તેમ કરાવવાની માગણી માટે દોડી જતા નથી. એ સંબંધમાં અમે કહ્યું છે કે, **એ અરજી કરનાર ગૃહસ્થોમાં બે તો દયારામની નાતના સદગ્રહસ્થ છે. અને તેમાંના એકતો મોટા લક્ષાધીપતી છે.** તો તે એકજ સદગૃહસ્થ તેવી જુજ જેવી કીંમ્મત ખરચવાને, અમને તેમની ઉદારતા, વિદ્યાના વ્યસન, તથા કવિઓની

કવિતાની ખુબી તથા કદર જાંણનાર ગૃહસ્થ હોવાથી, આનાકાની કરે—એમ લાગતું નથી, અને તે માટે જો અમુક એકજ ગૃહસ્થ પર બોજો મુકવાની ખુશી ન હોય, તો તે સંબંધમાં બાહાર આવેલી બીના પરથી તેમાં સવા ડઝન ગૃહસ્થોએ સહીઓ કરી હોય, તો તેઓ સઘળા દ્રવ્યવાન, સુખી, વિદ્વાને અને વિદ્વાંનોને તેમજ કવિઓને ચહાનારા, અને તેમાં પણ તેમણે કરેલી અરજીથી કવિ દયારામ પર વધારે ભાવ ધરાવનાર હોવાથી, સેહેજમાં તેટલી જુજ રકમ તેઓ એકઠી કરીને ખરીદ કરી શકે—એમ છે. **તેમ છતાં તેઓ સોસાઇટી પાસે દોડી જવામાં શાથી અને કેમ તૈયાર થયા ? તે સમજવું મુશ્કેલ છે.** તે છબીની કીમત જુજ છે, એમ રા૦ ભોળાનાથ બાપાલાલે જણાવ્યું હતું; કે જેમણે તે અરજી કરાવવાની ઘણી મહેનત લીધી છે.

ઇંગ્લાંડ આદી દેશોના દ્રવ્યવાનો, મહાન પુરૂષો અને વિદ્વાનોની કદર પીછાનવામાં શુરા છે. છતાં અહીંના ધનાઢ્યો આમ જુજ રકમ માટે સોસાઇટી કે જેને તે કામ કરવાની સતા છે કે નહીં ? તેનો વિચાર કર્યાં વગર, તેની પાસે, અને તે પણ તેમના મતે રત્ન કવિ માટેજ માગવા દોડી જાય, અને અરજી કરે, તે બેશક આ દેશના ધનાઢ્યોના, મહાન વિદ્વાન કવિ પુરૂષો તરફના, તેમના ભાવને માટે હલકો મત બાંધવા જેવું થયું છે. તે **ગેરસમજથી થયું હશે કે કેમ? એ સમજાતું નથી.** પણ અમને લાગે છે કે, **તેમને તે સંબંધમાં કાંઈ કોઈએ ભુલથાપ આપીને તે પર તેમની સહીઓ તાણાવી હોય, તો બેશક તેઓ હવે વિચાર કર્યા વગર નહીં રહે.** ગમે તેમ હશે, પણ એ માગણી માટે અમે કહીશું કે, એ સોસાઇટીની ફરજની બાહાર છે—એમાં શક નથી.

**કોઈપણ મોટા પુરૂષના દોષ ન જોવા એ સારૂ છે; અને અમે દોષ જોવા ખુશીજ નથી.** ભાષણોથી અને લખાંણથી અમુક રીતે પ્રજાને અમુક લખાણ માટે સમજાવવાનું થાય, ત્યારેજ તે લખાંણનો અરથ સામાન્ય પ્રજા કેવો કરે—એ પ્રથમ જોવું જોઈએ. અને **એજ કારણથી કવિ દયારામની કવિતાનો મોટો ભાગ,** જેમાં "રાતલડી કોની સંગે જાગ્યા", "સાંભળને તું સજની મ્હારી", વગેરે **થોકબંધ કવિતાઓ વાંચીને, પ્રજાજનો તેનો કેવો અરથ કરેછે, અને તેથી લોકો પર કેવી અસર થાય, એટલું નક્કી કરીને,** તેવાં લખાણ પરથીજ એટલે તેવાં લખાણ રૂપી જાહેર કામથી, તેના વીશે સામાન્ય રીતે **પ્રજા જે વિચાર બાંધે, તે પર જાહેરપત્રોને વિચાર કરવાનો છે.** તેમજ તે સંબંધમાં થતાં ભાષણો અને લેખોનો વિચાર કરવાનો છે. **અને એ માટે રા. ભોળાનાથ**

ભાઈ બાપાલાલભાઈ કવિ દયારામની બધી કવિતાનો સંપુરણ
સંગ્રહ છપાવીને, તેને કેળવણી ખાતા તરફથી મેઇલ અને ફીમેલ
ટ્રેનીંગ કોલેજ, તેમજ યુનીવરસીટીની પરીક્ષામાં તે આખુ પુસ્તક
દાખલ કરાવે. તોપછી તેને માટે કોણ વાંધો લેનાર છે? પણ જેમ
નર્મદાશંકરના ગદ્યપદ્યમાંથી સરકારે અમુક ભાગ કાઢી નાંખીને તે પુસ્તક
કલાસીકલ તેમજ ઇનામ વગેરેમા આપવાનું મંજુર કર્યુ છે, તેમ થાય, તો
તે સંબંધમાં પછી પ્રજાને જુદો વિચાર કરવો પડે-એમા નવાઈ નથી.
તેમ છતાં જો તેવા ભાગ ટાળીને સારી કવિતાનો સંગ્રહ બુક કમીટી
ઠરાવે, તે મુજબ રાખવાથી પણ અમને અડચણ નથી. નહીંતો
શામળની સુડાબ્હોતેરી, મડાપચીસી, ગુલબંકાવળી, વગેરે, તેમજ
બીજા કવિઓની સદેવંત સાવળીંગા વગેરે લાખો ચોપડીઓ છપાય
છે, અને તેના રસિકો તે લે છે, તેને કોણ ના પાડે છે. તેમ દયારામની
તે રસીક કાવતા છપાય, અને તેમાં તેમની સુંદર છબી મુકાય, તો અમે
જણાવ્યું છે, અને ફરીથી જણાવીએ છીએ કે, તેમના લાખો રસિક ભકતો
તેમના દરશનનો લાભ લેશે. તેવો લાભ સોસાઇટીના એક ખુણામાં
તે છબી રાખી મુકવાથી સઘળી રસીક પ્રજાને મળવાનો નથીજ.

સોસાઈટીમાં છબીઓ અને બાવલાં એકઠાં કરવાં, કાઈથી
ગુજરાતી ભાષાનો ફેલાવો થાય-એવી આશા રાખવી, એ ફોકટ છે.
એતો એક પ્રદર્શન જેવા સ્થળમા હોય; તો ઠીક. ભિમાભાઇ ઇન્સ્ટીટયુટમાં
કેટલાક શંખ, છીપો, અને બીજી ઘણી ચીજો, અથવા ખરતા તારાના
પથ્થર, વગેરે જોવા જેવી ચીજો. બાળકના મનને રમકડાં જેવું ગણાય, તે
ત્યાં છે. તે મુજબ એ બાબતમાં બને. અને કવિ તથા લેખકોની છબીઓ
તથા પુતળાં, ત્યાં રાખવા માટે કોઇ ગ્રહસ્થ ખરીદ કરી મોકલે,
તો તે ઉત્તમ છે. અને જો કવિ દયારામના ભકતો વધારે કરવા
ઇચ્છતા હોય, તો છબી ખરીદીને કલકત્તામાં મહારાણીની યાદગીરી
માટે મોટું સ્થળ બંધાઈ, તેમાં આ દેશના મહાન પુરૂષોના સંબંધના
લેખો, છબિઓ, વગેરે મુકવાનાં છે. તેમાં જો તે છબી મોકલશે, તો
બેશક તેમનો તે માટે લોર્ડ કરઝન ઉપકાર માંની, ત્યાં તે દાખલ
કરશે; તો તેથી મોટું તેમનું નામ થશે. સોસાયટી જેવા મકાનમાં
કાવ દયારામની છબી, તેમના ભકતોની ઇચ્છા પ્રમાણે પ્રસિદ્ધિમાં
આવી શકનાર નથી. પણ હિંદના રાજ્યનગરમાં, અને નામદાર મહારાણીની
યાદગીરી નામનોદર યાદગીરીવાળો મનમોહક મેહેલ, જે પાછળ એકંદરે પચાસ

લાખ રૂપૈયા ખરચ થશે, તેમાં રેહેવાથી કેટલી શોભા અને પ્રસિદ્ધિ મળશે? તેનો વિચાર કરવો. અને તેમ કરવા કોઈ કવિ દયારામની જ્ઞાતિનો ઉદાર ગૃહસ્થ તથા સવા ડઝન કરતાં વધારે સહીઓ કરનાર ગૃહસ્થો, તઇયાર ન થાય, તો તે **માટે એક ટીપ ફરતી કરવામાં આવશે, તો અમે ખુશીથી તેમાં યથાશ્રદ્ધા. અને શકતીને અનુસરીને, યોગ્ય રકમ ભરીશું.** છતાં ગાળો દેવી હોય તો, હજુ દેશમાં ઘણાં પત્રો છે; માટે કોઇમાં તે સારૂ જતાં, તે ભકતોએ મનમાં શંકા લાવવીંજ નહીં.

II.–ચરચાપત્ર.–મે. અધિપતિસાહેબ—તમારા ગયા પત્રમાં એક મેમ્બરે લખેલી બીના, મેં ધ્યાન દેઇને વાંચી છે. તેમ તમારા અમદાવાદ તરફથી નિકળતા એક બીજા પત્રમાં લખાએલી બીના પણ વાંચી છે. પરંતુ તેમાં લેખક તરફથી કાંઇપણ મુદ્દાસર બાબતજ નથી. અને કોઇ **ખરી વાતને તોડી પાડવા, ખોટાં વળખાં મારે,** તેવુંજ તેમાં થયેલું મેં જોયું. એટલુંજ નહીં પણ, **હારેલાં બૈરાં જેમ ગાળાગાળી પર ઉતરી પડે છે,** તેવુંજ મેં વાંચ્યું અને ત્રીજે દીવસે મુબઇના સુપ્રસિદ્ધ, ઓહોળા ફેલાવાવાળા **જામે જમશેદનો તા. ૨૫ મી સપ્ટેમ્બર નો અંક** મને એક મ્હારા મિત્રે મોકલ્યો. તે વાંચી જોયો; તો તેમાં પણ મ્હારા જેવાજ વિચાર મને જણાયા. મતલબ કે, તમારા એક મેંમ્બરના લખાણને મળતાજ, તે વિચાર મને સમજાયાથી, તે આ નીચે ઉતારા મોકલું છું. જેથી તમારા વાંચનારને વિચાર કરવાને બની આવશે. અને જોશો કે, **તમારી તકરાર કેટલી સત્ય અને આધારવાળી છે,** તે સમજાશે. " **કવિ દયારામની છબી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના દીવાનખાનામાં મેલવાના સંબંધમાં અમદાવાદી ભાઇઓ હાલ તકરારમાં ઉતરી પડયા છે.** કવિ દયારામના ભકતો, એવી છબી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના દિવાનખાનામાં દાખલ થયેલી જોવા માગે છે. અને **સોસાયટીના બીજા મેમ્બરો** એવું જણાવીને **વાંધો લે છે કે, કવિ દયારામે સોસાયટીનું એવું કંઈ કર્યું નથી, કે તેમની છબી સોસાયટીના દિવાનખાનામાં મેલવી.** દયારામની પ્રેમી કવિતાઓ જો પ્રેમીજનોને રસ ઉત્પન્ન કરનારી હોય, તો તેમની એ કવિતાઓનું પુસ્તક છપાવી, તેમાં તેમની છબી મેલવાની તેઓ સૂચના કરે છે, અને એ સુચનાનું વ્યાજબીપણું કોઇ ના પાડશે નહીં. એમ કરવાથી કવિ દયારામની છબી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના દિવાનખાનામાં જેટલાઓ જોઈ શકશે, તેના કરતાં. તેમની કવિતાના રહસ્યવાળા પુસ્તકમાં, તે બહુ વધારે,

અને સંખ્યાબંધ લોકોના જોવામાં આવશે. **ખરૂં છે કે, ગુજરાતના આ કવિની કવિતાઓનાં પ્રેમી કાવ્યો માટે બે મત છે.** અને કેટલાકો તેને નીતિના નિયમને અનુસરનારી ગણતા નથી; **પણ થોડુંક ઉપર મી. ક્રિશ્નલાલ મોહનલાલ ઝવેરીએ, આપણા શહેરમાં તેમની એ કવિતાશક્તિનું જે નિરાકરણ કરી બતાવ્યું હતું, તે ઉપરથી સમજી શકાય કે, તેમની કવિતાના ગુહ્ય અર્થ બહુ ઉંડા છે.** આખા ગુજરાતમાં પ્રખ્યાત થઈ ગયેલા અંધ કવિ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈની છબી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના દિવાનખાંનામાં બીરાજે છે. તેથી શું કવિ દયારામની છબી પણ ત્યાં જોઈએજ?"×

ઉપરના મજબુત આધાર છતાં, જેઓ હઠવાદ પર જાય છે, તેવા સાથે હવે મેહેરબાનીથી આપે વધારે વાદ કરવાનું માંડી વાળી, પ્રજાની બાજી જરૂરની બાબતથીજ પત્રની જગા રોકશો; અને સોસાયટીના હું એક મેમ્બર હોવાથી, જે મેમ્બરે આપના પત્રમાં ગએ વખતે લખાણ કર્યું છે, તેનો ઉપકાર માનું છું; કે તેણે મજબુત દલીલથી સોસાયટીની મેનેજીંગ કમીટીની ખાતરી કરી આપી છે-તેથી હવે વધારેની જરૂર નથી.

—સોસાઈટીનો કાઠીયાવાડી મેમ્બર—

## III—ચર્ચાપત્ર.

રા. રા. હિતેચ્છુના અધિપતિ સાહેબ.—

થોડા વખતપર, અત્રેના પ્રેમાભાઇ હોલમાં રા. રા. ભોળાનાથ બાપાલાલે કવિ દયારામના સંબંધમાં ભાષણ આપ્યા પછી, તેમની છબી સોસાઈટીમાં મુકવા માટે રા. સા. માધવલાલ હરીલાલ વિગેરે ગ્રહસ્થોએ એક પત્ર સોસાઇટીપર લખ્યો હતો, એમ બહાર આવ્યું છે. જો તે માટે રેવરન્ડ ડા. **ટેલર, રા. રા. માધવલાલ વીગેરે ગૃહસ્થો, કવિ દયારામની** કવિતા, કોઈ **અમુક ધોરણ માટે પસંદ કરતા હોય તો,** દયારામ **કાવ્યસંગ્રહનું પુસ્તક મી. ભોળાનાથે છપાવીને, તેમણે તેમની જે છબી જોઇ છે, તેનો ફોટો લઈ, એ પુસ્તકમાં મુકી,** તે પુસ્તક બુક **કમીટીમાં મોકલશે,** તો મ્હારા વિચાર પ્રમાણે **ફીમેલ ટ્રેનીંગ** સ્કુલ**માં** અને **મેલ**

× "**જામે જમસેદ**"નો આ ઉતારો "હિતેચ્છુ"ના અભિપ્રાયને ટેકો આપે છે? કે, બે પક્ષથી તટસ્થ રહી લડાઈ પતવવા પ્રયાસ કરે છે? અને પોતાનો પક્ષ માંની લેવો, એ કેટલી ગંભીર ભૂલ કહેવાય! પણ 'સો ત્હારી રામ દુવાઈ, અને એક મ્હારૂં હઉં'-તેવું કેમ થાય?

**ટ્રેનીંગ સ્કુલમાં તેમ, મેટ્રીકની પરીક્ષામાં, ઉપરના ગ્રહસ્થોની ભલામણથી દાખલ થતાં વાર લાગશે નહીં. તેથી મી. ભોળાનાથને હમેશનો સારો લાભ થશે.** માટે આ તક તેમણે ખોવી નહીં. એથી કવિ દયારામની છબીનાં લોકોને દરસન થતાં, તેમની રસિક કવિતા પણ પ્રસિદ્ધ થતાં, પ્રજામાં મારા જેવા રસિક જનોનો આનંદ ઘણો ખીલી નીકળશે. જેથી "એક પંથ દો કાજ" જેવું થશે—એમ હું માનું છું.

—દયારામની છબી જોવાને આતુર—

**ગુજરાતી** તા. ૬—૧૦—૧૯૦૧ (૨૨)

ચર્ચાપત્ર—**કવિરત્ન દયારામની છબી**—

"ગુજરાતી"ના અધિપતિ જેગ-સાહેબ. કાશીના પંડિત છૂત્યા. **કાઠિયાવાડ ટાઇમ્સ** કહે છે કે, જુના ગુર્જર લેખકોની તસ્વિરો મળી આવે તો સોસાઈટીએ લેવી જોઇએ. **પ્રજાબંધુ** કહે છે કે, આવું પ્રશંસાને પાત્ર કામ સોસાઇટી નહીં કરે તો, બીજુ કોણ કરશે ? અને **ગુજરાતી પંચ તથા આપ પણ** તેવીજ મતલબના ચર્ચાપત્રને જગો આપી, **એક મત થાઓ છો. પણ આપણા "હિતેચ્છુ"નું ઉંહુ કમ નથી.** તેણે તો સોસાઈટીના એક મેંમ્બરને મેસમેરાઇઝ કીધા છે ! કેમકે હિતેચ્છુના પોલા. વાજાની પાછળ રહી બોલતાં સંતોષ ન થવાથી, તેઓ બાહાર પડ્યા છે. પરશુરામને ક્ષત્રીનો ખપ હતો. તેમ તેમનો ક્રોધ સાઠોદરાઓ પરજ તલસે છે. કવિ દયારામની છબીના પોકારથી, તેમનું મગજ તપી ગયુ જણાય છે; અને શેહેરના દસ વીસ પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સોસાઇટીને વિનંતિ પત્ર મોકલ્યો છે, તેમાં **બે સાઠોદરાઓએ સહી કરી, માટે આઓ પોટલો એજ ઉચકે,** એમ એ બુદ્ધિશાળી ન્યાયાધીશને લાગે છે. **સાઠોદરા** તે કંઇ શેહેરના વતની ગણાય ?

હિતેચ્છુના બાગમાં દયારામની છબીના છોડને, નવો ફણગો ફુટેલો દેખાય છે. તેમાંના ચર્ચાપત્રી કહેછે કે—"સાંભળને તું સજની મ્હારી," "ચાલ ચલને અલબેલી પ્યારી રાધે," "રાતલડી કોની સંગે જાગ્યા," **—આવી આવી નઠારી કવિતા લખનાર પેલો છેલ સાઠોદરો કવિ દયારામ!!!—તેની છબી સોસાઈટીએ શા માટે ખરીદવી ? સોસાઈટીના પૈસા એમ ઉડાવી દેવાના નથી. પણ જે દયારામે** "શિક્ષા શાંણાને"—એ ચાતુરીનો ગરબો, અપરાધ ક્ષમાસ્તોત્ર, ભક્તવેલ, મનમતિ સંવાદ, લોચનમનનો ઝઘડો, ઇત્યાદી **અનેક સારી કવિતાઓ તથા નીતિ ભક્તિ ને વૈરાગ્ય**

નાં અસંખ્ય પદો લખ્યાં છે-તે કવિરત્નની સારી કવિતાઓ મુકીને, આમ વિષ્ટા ચુંથવાનું મન, સુજ્ઞ સ્વદેશીઓને કેમ થતું હશે?

કવિ દલપતરામની છબી, તો આજાઓ, ફારબસ સાહેબની તો આજાઓ, એમ જમણો હાથ મ્હોં ભણી વળે, પણ દયારામની-તોકે, અરે એ સાઠાદરાને ક્યાં ઘુસવા દ્યો છો?-આ ન્યાય શું બુદ્ધિશાળીને છાજે છે? પણ "સો ત્હારી રામ દુવાઈ ને એક માહારૂં, ઉંહું"-એ વિના કારણના પંડીતને છાજતો, ભાષાના ભૂષણ જેવા રત્નકવિની છબીની વાત ઉડાવી દેવી-એ સેહેલુ નથી. કશું ન ચાલ્યું ત્યારે હિતેચ્છુ કહે છે કે, દયારામની દ્રાક્ષ તો કડવી છે. કેમકે વેલો ઉંચો ને દ્રાક્ષનું લુમખુ લેવાય નહીં, ત્યારે બીજું શું કહે? કવિ પોતેજ કહે છે કે, મ્હારૂં ગાયુ સમઝસે, તે વૈકુંઠે જશે; ને કેવળ ગાયું ગાશે, તે નરકે જશે.

આ કવિની છબીની વાત સફળ થાઓ, કે મુળમાંથી છેદાઇ જાઓ, પણ સાસાઇટીના એક મેમ્બર શાંણા છતાં રાંણા જેવા મનમોજી વિચાર દર્શાવે, ને તેમની પાછળ બધા ગાડરીઆ પ્રવાહ ચલાવે-એમ તો બનશેજ નહીં. કેમકે સઘળા બુદ્ધિશાળી પ્રતિષ્ઠિત ગૃહસ્થો છે, ને યોગ્ય હશે, તેજ કરશે. "ગામ ધોરે, ત્યારે ઘેલી ઘેંશ ઓરે"-એ કહેવત ઘણાકને પસંદ હોતી નથી. મેહેરબાંન મેકાનોકી સાહેબે મેહેસુલ સંબંધી સુરતમાં ચલાવેલી તપાસની હકીકત પેપરોમાં આવી ગયાને ઘણો વખત થઇ ગયો છે, તેની વેળાએ હીતેચ્છુ, તે હકીકત-જાંણે હાલ બનતી હોય તેમ-છાપવામાં ગરક થઇ ગયા છતાં, દયારામની છબીનો કાગનો વાઘ ચીતરી, લોકને ભડકાવી મારવામાં, પોતે મોજ માંણે છે! એ કેવું વિઘ્નસંતોષીપણું કેહેવાય? સાસાઇટીને પત્ર લખ્યો છે, તેમાં કાજી સાહેબને દુબળા પડવું, તે વિના કારણ પિડા વોહોરી લેવા જેવું છે. અને દેશી છતાં, દેશી રત્નની ખરી કિંમ્મત કરતાં ભુલ ખાઈ, મેહેરબાંન જાઇલ્સ સાહેબ સાથે શેઇક હેન્ડ કરવો, એ એક મનની વિચિત્રતાજ દર્શાવી આપે છે. પ્રભુ તેમના અવળા માર્ગે ચહેલા મનને સન્માર્ગે દોરી સહાયભૂત કરે, ને દયારામની છબીની ગાડીનું પૈડું ઝાલી રાખવાને બદલે તેને ગતિમાં મુકયા હોંશથી, તે આપણી સાથે સાંમેલ થાય, તો કેવું સારૂં!

લી. કવિ દયારામ અને હિતેચ્છુ.

(૨૩) **પ્રજાબંધુ** તા. ૬-૧૦-૧૯૦૧ **ગુર્જર લેખકોની તસ્વિરો.**

**આપણા એક પ્રાચિન, પ્રખ્યાત કવિ દયારામના છબી, ગુજરાત વરનાકયુલર સોસાઈટી તરફથી તેના મકાનમાં મુકવાની સુચના,** અત્રેના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી કરવામાં આવેલી, તે ખબર આપતાં, અમે તે બાબતને અનુમોદન આપ્યું હતું; અને અમારા કેટલાક મિત્રોએ પણ, અમને મળતોજ અભિપ્રાય આપ્યો હતો. **વિરૂદ્ધમાં માત્ર અત્રેનું એકજ પત્ર પડયું હતું. તેને તે વાત નહીં રૂચવાથી, તે બળાપો કરવા લાગ્યું હતું.** અમેરિકા, ફ્રાન્સ, અને જર્મની વગેરે કેળવાયલા દેશોમાં, ત્યાંના લેખકોનું નામ જાળવવા, તેમનાં બાવલાં તથા તસ્વિરોથી સરસ્વતિ મંદિરો શણગારવામાં, ત્યાંના વ્યવસ્થાપકો જે હોંશ ધરાવે છે તે જોતાં, **કવિ દયારામની એકલાનીજ નહીં,** પણ અન્ય ગુર્જર લેખકોની પણ તસ્વિરો ગુજરાત વર્નાકયુલર સોસાઇટીએ મેળવી, પોતાનુ મકાંન દિપાવવાની કેટલી જરૂર છે, તે જણાવી **તે પત્રકારને, તેનાં પડળ દુર કરવા** રોયલ એશિયાટીક સોસાઇટીની મુંબઈની શાખાની મુલાકાત લેવાની **અમે ભલામણ કરી હતી.** તેમજ આ સંબંધમાં આવેલો ભાઈબંધ "કાઠીયાવાડ ટાઇમ્સ" નો સ્વતંત્ર લેખ, અમારા પત્રમાં પ્રગટ કર્યો હતો. આટલું છતા, અને પોતાના પ્રથમ લેખથીજ તે બાબતમાં વધુ નહીં બોલવાની ઇચ્છા તેણે જણાવ્યા છતાં, **તેણે પોતાની અવિચારી ટીકા હજુપણ બંધ કરી નથી.** અમે તેને પુછેલા પ્રશ્નો નો ઉત્તર, તેણે આપ્યો નથી. અને જે બાબતનો ચોખ્ખો ખુલાસો અગાઉથી કરવામાં આવેલો છે, તેના સંબંધમાં મુદ્દો ઉભો કરી, તેણે પોતાની ચતુરાઈ બતાવી છે ! પરંતુ અમને જોઇને સંતોષ થાય છે કે, ભાઇબંધ "ગુજરાતી" માં, અમારા અભિપ્રાયને મળતાં બે ચર્ચાપત્રો પ્રકટ થયાં છે–એટલુંજ નહીં પણ, અભિપ્રાયની તરફેણમાં, તે પત્રનો એક સ્વતંત્ર મજબુત લેખ પણ લખાયો છે. આ કારણથી, હવે આ સંબંધમાં, વધુ બોલવાની જરૂર અમે જોતા નથી; અને આશા રાખીએ છીયે કે, સોસાઇટીની સમજુ કાર્યકારી મંડળી, આ બાબતનો નિર્ણય, ગુર્જર પ્રજાને સંતોષ મળે તેવો કરશે.

**પંચદંડ**–તારીખ ૨૦-૧૦-૧૯૦૧ **(સચિત્ર)** (૨૪)

**કવિ દયારામની છબા ને બદલે આ મુકો તો કેમ ?**

પરમેશ્વર પરમાત્માનો અન્યાય હવે પકડાઇ આવ્યો. દુનીયાંના ઘણા ખરા લોક અણુઘડ અને અનીતિમાન છે, તેનું કારણ તો કેવુ આ છે કે, પર-



કવિરવી ઉપર સાહી છાંટવાની મૂર્ખાઈ.

હિતેચ્છુ—હું તો ખરો કે, મારા ખડીયામાંની સાહી છાંટીને તથા કલમ મારીને આ કવિરવીને ડાગ લગાડું !

મી० પંચ—એ માત્ર મૂર્ખાઈ છે ! કવી-રવી સામે સાહી છાટનારા સદા પોતેજ ખરડાઈને મ્હોં કાળું કરે છે !!

પંચડાંડ તા.૨૦-૧૦-૧૯૦૨ (જુઓ પાનું )

મેશ્વરે ડહાપણ તથા નીતિનો મોટો ભંડાર, આપણા અમદાવાદી બાહ્યબંધ હિતેચ્છુમાંજ ભરી મુકયા દેખું ! તમો વાચો છો કેની, હિતેચ્છુકાકા આજે. કેટલાં અઠવાડ્યાં થયાં કવિ દયારામની છબી, ગુ૦ વ૦ સો૦ માં મુકવા સંબંધી તકરારને બહાને, એ કવિની કેવી "અનીતિ" ઉઘાડી પાડે છે તે ! સારૂ થયું કે, હિતેચ્છુ જીવતા જાગતા છે, કે તેમના પ્રતાપ વડે આપણે એ ગુહ્ય વાત જાંણી. નિકર આપણા શા હાલ થાત ! દયારામની અનીતિના સાગર માં ડુબીજ મરત. તોપણ દયારામ એકલાજ કાં ? દયારામની પેઠે દુન્યાંના લગભગ **સર્વ કવિઓએ શૃંગારરસની કવિતાઓ થોકબાર લખી છે.** તો તે પણ સઘળા અનીતિમાનજ તો. અને ત્યારે નીતિમાન ને પુજ્ય કોણ ? એકલા આપણા હિતેચ્છુ કાકા ! ઠીક ત્યારે, આમ કરો. દયારામની છબીને બદલે ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાં, બસ હિતેચ્છુના એડીટરાચાર્ય સાહે બનીજ છબી મેલો. એટલે પંચાત મટી.

**હિતેચ્છુ** તા. ૨૪-૧૦-૧૯૦૧ (૨૫)

**મહેરબાંન હિતેચ્છુના અધિપતિ સાહેબ.**

વિનંતી કે નીચેનું લખાંણ ધ્યાનમાં લેઇ, તે પર યોગ્ય વિચાર કરવા તસ્દી લેશોજી. તથા તેને આપના અમુલ્ય પત્રમાં જગા આપવા મહેરબાંની કરશો. કવિ દયારામની છબી બાબત, અને તે પછી મી. મણીલાલ નભુ-ભાઈ જેવા વિદ્વાનોની છબી સોસાઇટીએ મેળવી ગોઠવવા, કેટલાક તરફથી ચર્ચા ચલાવવામાં આવે છે. તેવે પ્રસંગે થોડુ વિવેચન કરવાની રજા લઉ છું. કવિ **દયારામનાં કાવ્યોનો ઘણો ભાગ બિભત્સતા ભરેલો, નીતિમાન જનમંડળે ઠરાવ્યો છે.** તેની ખાત્રી થવા, દયારામ કાવ્ય-માંથી, તેમની રચેલી ગરબીની થોડીક લીટી રજુ કરૂં છું.-

(ગરબી)-રાતલડી કેની સંગે જાગ્યા, ઘાયલ છોજી;
નેન બાંણ કેઇનાં વાગ્યાં-રાતલડી૦—

બીજું—સાસુ વહુનો સંવાદ-તે પહેલા—
"અલબેલા આ શેરીએ-આવે વહુરે, તમ માટે ?...

ઉપલા વાકયનો અર્થ સાધારણ જનમંડળ કેવી રીતે કરે, તે વિચા-રવું અશકય નથી. સ્વર્ગવાસી મી. મણીલાલ નભુભાઇએ હીંદુ સંસાર મંડળમાં બાળલગ્ન રૂપી સડો પેઠેલો ધોઈ કાહાડવા જોગ યુક્તી, કેટલાક શુભેચ્છક મંડળની પ્રેરણાથી નામદાર સરકારે ઉપાડેલી, જેની વિરૂદ્ધ સુદર્શન

નામના ચોપાનીઆમાં જે લખાંણુ કર્યું હતું, અને તેને તદ્દન અયોગ્ય ઠરાવવા એ વિદ્વાને રચેલ "**નારી પ્રતિષ્ઠા**" નામના ગ્રંથના આધારે અને નીતિના કાનુન ઉપર, **બુદ્ધિપ્રકાશનો વધારો** માહે ડીસેંબર સને ૧૮૮૮નો પસિદ્ધ કરેલો છે, તે સોસાઇટીથી અજાંણી વાત નથી.

**વરનાકયુલર સોસાઈટી કાંઇ ચિત્રશાળા નથી કે, છબીઓનો સંગ્રહ કરે, અને તેની પાછળ ખરચ કરે.** કવિ અને વિદ્વાનોની કિરતી, તેમના રચેલા ગ્રંથો ઉપરથી લોકો વાંચી વંચાવી, શ્રવણ તથા મનથી, જેવી યોગ્યતા તેવી, હૃદયદ્વારા કોતરી રાખેછે **મેહેરબાન ફારબસ સાહેબની છબીનો દાખલો આપનાર ભુલ કરે છે.** ફારબસ સાહેબ સોસાઈટીના સ્થાપન કરનાર મુરબ્બી (પિતા) રૂપે છે, અને કવિ દલપતરામ પોતાનો જાતિભોગ આપી, તેના પોષણ કરતા થઇ, મોટી દોલતવંત સોસાઇટી બનાવનાર તેજ હતા. અને હજુપણ **સોસાઈટીને** તન મન અને ધનથી, અને વખતના ભોગે **ચાહનારની છબીઓથી સોસાઈટીનું દીવાનખાંનુ શણગારવામાં કોઇથી ના પાડી શકાય નહીં. પણ એવાઓને મુકાબલે કવિ દયારામ જેવાની છબીઓ લાવવાને દાવો કરવો--એ આશ્ચર્ય ભરેલું છે.** જ્યારે દયારામને યાદ કરવામાં આવશે, ત્યારે મીરાબાઈ, અખા ભક્ત, નરસિંહ મેહેતા, વિગેરે ઢગલાબંધ કવિઓને ચાહનારા, તેમના વિશે સોસાઇટીને ભલામણ કર્યા શિવાય રહેશે નહીં. તે વખતે કયા કવિ વીશે કબુલ રાખવું, અને કોના વીશે ઇનકાર જવું—એ સોસાઈટીને મુસ્કેલીમાં પડવા જેવું થવાના સંભવ આવે કે નહીં, તે વિચારવાની મુનસફી આપના નેક વિચારપર સોંપુંછું.

—સત્યવક્તા—

ઉપરના લેખક અમારા એ બાબતના છેલા પત્રથી અજાંણ છે. **સોસાઇટીમાં કોઈની છબી છેજ નહીં. સોસાઈટીએ કોઇની છબી પઇસા ખરચી કરાવી નથી.** હીમાભાઇ ઈન્સ્ટીટ્યુટમાં રા. સા. મહીપતરામ, કવિ દલપતરામ, મી. ફોરબસ, શેઠ હીમાભાઈ, મી. બારેડેલ વીગેરેની છબીઓ છે. તે તેમના માટેના થએલા ફંડમાંથી, કે બીજાઓએ, કે તેમના વારસોએ, કે લાગતા વળગતાઓએ કરાવી છે, એટલે **સોસાઈટીના પઈસાથી દયારામની છબી મુકવાનો વિચારજ એક હસવા જેવો છે. જેને હવે વધારે ચરચાવવાની જરૂર નથીં. કેટલાક તે માટે આતુર થઈ રહેલા ગમે તેમ લખે, અને "ગુજરાતી" ને ખોટી ખબર આપે,** તે પરથી તેમ કરીને તેઓ ફાવવા ઇચ્છે, તો ખેર, **પણ મેનેજીંગ કમીટીને**

**તે કરવા સત્તા નથી.** પછી તો જે બને તે ખરૂં.—**એડિટર**—

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની મેનેજીંગ કમીટીનો ઠરાવ**

તા. ૨૪-૧૦-૧૯૦૧ (૨૬)

ગુ૦ વ૦ સો૦ ની વ્યવસ્થાપક કમીટી, સાંજના પાંચ વાગે સોસાઈટીની ઓફીસમાં મળી. તે વખતે નીચેના મેંમ્બરો હાજર હતા.

દી. બા. અંબાલાલ સાકરલાલ — રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
રા. બા. લાલશંકર ઉમીઆશંકર. — ,, ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.
,, ત્રંબકરાય વરજરાય. — ,, કેશવરાવ ભોળાનાથ દીવેટીઆ.
રા. રા. કેશવલાલ મોતીલાલ વકીલ, દાકતર. નીલકંઠરાય ડાહ્યાભાઇ,
,, રમણભાઈ મહીપતરામ નીલકંઠ. રા. રા. રેવાશંકર અંબારામ.

× × × ×

**કવિ દયારામની છબી** મેળવવા વીશે કેટલાએક ગૃહસ્થોનો પત્ર આવેલો વાંચીને ઠરાવ કર્યો કે, સદરહુ છબી આપવા વીષે રા. રા. જયશંકરને વિનંતી કરવી. તેમનો જવાબ આવ્યા પછી, આ વીશે શું કરવું, તેનો વિચાર કરવામાં આવશે. ( સહી ) અંબાલાલ સાકરલાલ.

—પ્રમુખ.

**ગુ૦ વ૦ સોસાઇટીનો પત્ર.** ( ૨૭ )

ગુજરાત વરનાક્યુલર સોસાઈટી ઓફીસ.

અમદાવાદ તા. ૨૯-૧૦-૧૯૦૧

રા. રા. જયશંકર નર્મદાશંકર, ઝવેરબાગ કાલકાદેવી રોડ—મુંબાઇ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના ઓનરરી સેક્રેટરીની સલામ-વિશેષ, અત્રેના કેટલાએક પ્રાતષ્ઠિત ગૃહસ્થો તરફથી સોસાઈટીને જણાવવામાં આવ્યું છે કે, **કવિ દયારામની છબી આપની પાસે છે.** તે છબી સોસાઇટીના હોલમાં મુકાય, એવી કેટલાએક ગૃહસ્થોની ઇચ્છા છે. આ વીશે તા. ૨૪-૧૦-૧૯૦૧ ના રોજ મળેલી સોસાઇટીની વ્યવસ્થાપક કમીટીએ કરેલા ઠરાવ અન્વયે આપને વિનંતી કરવાની કે, કવિ દયારામની છબી આપની પાસે છે. **તે આપ સોસાઇટીને આપવાની મહેરબાની કરશો, તો સોસાઇટી આપનો ઉપકાર માનશે. અને આવા પ્રસિદ્ધ ગુજરાતી લેખકની છબી એક ખાનગી સ્થળમાં રહેવા કરતાં સોસાઈટી જેવા પ્રસિદ્ધ સ્થળે મુકવાને આપ વધારે યોગ્ય**

**ગણુશો, એમ જાંણી આ પત્ર લખ્યો છે. માટે** આ વિનંતી માન્ય કરશો. એજ. ( સહી ) Lalshankar U.

ઓનરરી સેક્રેટરી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

**નંબર ૨૭ નો જવાબ.—** ( ૨૮ )

મુંબાઈ—ઝવેરબાગ કાળકાદેવી રોડ.

તા. ૨૯મી નવેંબર ૧૯૦૧

રા. બા. લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી

ઓનરરી સેક્રેટરી-ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.—અમદાવાદ.

સાહેબ—

કવિશ્રી દયારામની છબી, જે મારી પાસે છે, તે મજકુર છબી, હું આપને કંઇ પણ બદલો લીધા વિના, આપવાને ખુશી છું. માત્ર એટલુંજ કે, એ છબી ઉપરથી જે છબી આપ "એનલાર્જ" કરાવીને મજકુર સોસાઇટીના હોલમાં ખુલ્લી મુકાવો, તે ઉપર-" કવિ નર્મદાશંકર લાલશંકરે મોટા શ્રમે મેળવેલી ખરી પ્રત ઉપરથી"-એટલું લખવામાં આવવું જોઇએ. એ છબી હું આપને મોકલી આપીશ. ( સહી ) લ. જયશંકર નર્મદાશંકર કવિના પ્રણામ.

( ૨૯ ) Kalol. 28-11-1901.

**Dear Mr. Bholanath,**

I am exceedingly pleased with the scheme of perpetuating the memory, of our lyric poet Dayaram. You can depend upon my humble support. Wishing you success in your patriotic effort.

I am &c.,

NARMADASHANKER DEVSHANKER MEHTA.

**( ૩૦ ) ગુજરાતી પત્રની ઓફીસ.**

મુંબઇ. તા. ૩ ડીસેમ્બર ૧૯૦૧

**સાહેબ,**

રા. રા. ઇચ્છારામની ફરમાશથી આપને જણાવવાનું કે, છબીના સંબંધમાં તેઓએ એવી ગોઠવણ કરી છે, કે જેથી તે વગર મુશ્કેલીએ મળી શકશે.

શેવક. **પેસતનજી જમશેદજી. મેનેજર.**

( ૩૧ ) ભુજ. રવિવાર તા. ૭-૧૨-૧૯૦૧

તમારા પત્રનો ઘટિત સત્કાર કરવામાં વિલંબ થયો. તેથી રખે એવો વેહેમ લેતા કે, તમે આદરેલા સત્કાર્ય વીષે હું વૈમનસ્ય કે ઔદાસીન્ય ધરાવું છું. પુરતી નિવૃતિના અભાવેજ હું ઉપાલંભને પાત્ર બન્યો છું. બાકી પ્રસ્તુત વિષયમાં મારૂં પુરેપુરૂં અનુમોદન છે. **એક સૂચના છે. તે એકે-** દયારામભાઇની તસ્વીરની એક નકલ, આપણી જ્ઞાતીના સભા મંડપમાં મુકાવવી. અસલ પ્રત ભલે સોસાઇટીમાં રહે. તસવીર સોસાઈટી સારૂ ખરીદવાના ફંડમાં પંદર, અને આપણી જાતીના સભા મંડપમાં નકલ મુકવાના ફંડમાં દસ રૂપીઆ ભરવા હું ખુશી છું. તે સ્હેજ જાણવા લખુ છું.

લિ. આધીન શેવક.-**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**

**પ્રજાબંધુ** તા. ૮-૧૨-૧૯૦૧ ( ૩૨ )

**કવિ દયારામની તસ્વીર**—અમને જણાવવાને આનંદ થાય છે કે, મરહુમ કવિશ્વર નર્મદાશંકરના પુત્ર રા. જયશંકરને કવિ દયારામની જે તસવીર તેમની પાસે છે, તે-વિના મુલ્યે આપવા, ગુ૦ વ૦ સો૦ તરફથી વિનંતી કરવામાં આવી હતી, તેનો તેમણે સ્વિકાર કર્યો છે. જેને વાસ્તે તેમનો, તથા બાઇબંધ "ગુજરાતી" ના અધિપતિ રા. ઇચ્છારામ સુર્યરામ, જેમણે આ શુભ કાર્યના અંદર સારો પરીશ્રમ લીધો છે, તેમનો અત્રેની પ્રજા તરફથી, તેમજ ગુર્જર સાક્ષરો તરફથી, અમે **અંતઃકરણ પુર્વક આભાર માંનીએ છીએ.**

**હિતેચ્છુ** તા. ૧૨-૧૨-૧૯૦૧ ( ૩૩ )

કેટલાક પારકે પઇસે દિવાળી કરનાર ઉદાર રત્નોએ, કવિ દયારામની છબી સોસાઈટી પાસે ખરીદ કરાવવા માગણી કરી હતી. પણ તે **છબી સોસાઇટીને**, પાછળથી તે અરજી કરનારમાંના કોઇએ, પોતાનો ટેક જાળવવા મફત આપવા જણાવવાથી, કે બીજા કારણથી, સોસાઈટીની માગણી મુજબ, તે **મફત મળી છે.** ત્યારે ખરીદ કરવા માંગનારે, વગર તપાસ, સારા માંણસો પાસે, અરજી પર સહીઓ લેવાથી, તે સહીઓ કરનારને આ પરથી કેવું લાગશે ?

**દયારામ-ચરિત્ર વિષેનો એક અભિપ્રાય.** ( ૩૪ )

આશીરવાદ સાથે લખવાનું જે, કવિરત્ન દયારામભાઇનું જીવનચરિત્ર તમે લખેલું છે. તે સઘળુ મ્હેં લક્ષ પુર્વક વાંચ્યું. ઘણી મેહેનત કરી, તમે એ હકીકત મેળવી છે. એમ સમજાય છે. લખવાની ઢબ ઘણી સરલ,

અને શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલું છે. તેથી હરકોઇ બરાબર સમજી શકે, ને વાંચનારને રસિક લાગે તેવું છે. વળી વાંચનાર પૈકી જે ધર્મનિષ્ટ, શ્રદ્ધાળુ, અને ગુણગ્રાહક હોય, તેમને શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિ દ્રઢ થાય, એવું એ ચરિત્ર છે. એમ મ્હારા મનમાં આવે છે. તે જાણવા સારૂ લખ્યું છે. તા, ૨૧-૧૨-૧૯૦૧ માગશર શુદી ૧૧ શનીવાર સંવત ૧૯૫૮
**શુભેચ્છક ખુશાલ સારાભાઈના અનેક શુભ આશીરવાદ પોચે.**

**કચ્છ ભુજના દિવાનનો પત્ર.** ( ૩૫ )

**ભુજ.** તા. ૧-૧-૧૯૦૨

× × × કવિ દયારામની છબી સંબંધી જે ફંડ કરવા તમે આદર્યું છે, તેમાં મારી તરફથી રૂ. ૧૫) પંદર ભરશો. **એમનું જીવન ચરિત્ર તમે લખ્યું છે,** તે મને વાંચવા મોકલશો, તો ખુશી થઈશ.

લી. **શુભેચ્છક મોતીલાલ લાલભાઇના આશીરવાદ.**

Correspondence. (૩૬)

## *A great poet of Gujarat.*

( See " Prajabaudhu " dated 5-1-1902 )

*To,*

The Editor—" PRAJA BANDHU."

Sir,

A hundred years hence, Poet Dayaram, the Byron of Gujarat, lived and moved amongst us. His life was such, as would teach us all, that a man of the world was required to be taught, and his words were such, as were in many points, safe to be followed. He led a life of cheerfulness, was very fond of cleanliness, and had a strong love for travel, which gave him a good deal of experience, about men and manners. He is said to have gone on foot, all over the principle places of interest and pilgrimage in India, from Kashi-kshetra to Rameshwaram, and from Dwarika to Shrinathji.

The supreme command of language he possessed, the lofty allegory in which he sang his divine love songs, and the most appropriate words in which he cared to put forth his beautiful ideas, all combine to give him a place, next to none, in the first class poets of Gujarat. Had there been no such man as Narmad, the present editor of the Gujarati, and the publisher of Prachin Kavya Mala, Dayaram would perhaps have been unknown to us. But thanks to their disinterested energy. They have done much, for which Gujarat and the Gujaratis should be greatful.

"The same love that tempts us into sin,
If it be true love, works out its redemption."

is fully justified, in the case of Dayarambhai, the great lyric poet of Gujarat. -A GUJARATI.

"**સમાલોચક**"—જાનેવારી સને ૧૯૦૨- (૩૭)

**ગ્રંથસ્વિકાર**—દયારામ અને હાફિઝ-

÷ + ÷ કવિવર દયારામ અને હાફિઝના તુલના દર્શન લેખ પ્રજામા આદરણીય થાય, તેમા આશ્ચર્ય પામવા જેવું કંઈજ નથી- **કવિવર દયારામે** જેમ રસરાજનાં અતિ સુકુમાર પદના રચનાથી ગુર્જર રસિકોનાં હૃદયનુ પ્રસાદન કર્યું છે તેમ ફારસિ સાહિત્યમાં કવિ હાફિઝે સુલલિત ગઝલોથી ઇરાની રસિકનાં હૃદય પ્રમુદિત કર્યાં છે. ફારસી ગઝલ સાહિત્ય, કવિ હાફિઝથી ભાગ્યશાળી ગણાય છે, તેમ કવિવર દયારામની ગરબીઓથી ગુજરાતનું ગીતસાહિત્ય સનાથ થયેલું છે; એમ કોઈપણ ગુર્જર કબુલ કર્યા વગર રહેશે નહીંજ.

**કવિવર દયારામની કૃતિ**, રસરાજ (શૃંગાર રસ) માંજ અલૌકિક કવિત્વ પ્રકટ કરતી નથી; પરંતુ જનસ્વભાવનો બહુજ તાદૃશ્ય ભાવ દર્શાવવામાં અદ્વિતીય છે: ને **ભક્તિરસમાં જ્યારે** તેનો સુલલિત રાગ-પ્રવાહ **વહે છે, ત્યારે** ભકતોનાં વાદિત્ર, ગુજરાતના દિગંતને ધ્વનિત કરતાં, શ્રદ્ધાળુ **ભક્તિનો** હૃદયમાં **ઉદય કરાવે છે.** લૌકિક નીતિ, અને વ્યવહારનું

**એવુંતો સરસ ચિત્ર, દયારામભાઇએ તેમનાં કાવ્યદ્વારા ગુર્જરો સન્મુખ ધરેલું છે, કે જે, કાળ જતાં ગુજરાતી વૈભવના ઇતિહાસનું અતિ ઉત્તમ સાધન કેહેવાશે.**

ગરબી, ગીત, ગાનના મોટા રાગ, અને પ્રાચીન છંદ, ઇત્યાદી અનેક ઢબોમાં, **પ્રસંગને યોગ્ય**, ભાષા, અને ચિતાર ચિતરવામાં, દયારામની વાંણી ગુર્જર કવિઓમાં સર્વોત્તમજ કેહેવાશે. છતાં **કેટલાક એમ કેહેનારા પણ જોવામાં આવેછે કે**–" દયારામની વાંણી શ્રૃંગારી છે." આ અપવાદ એક પક્ષ, અને અસંપુર્ણ વાંચનનું પરીણામ હશે. શૃંગારમાં દયારામે એવો શ્રૃંગાર લીધો છે, કે જે પ્રેમના પુર્વ સ્વરૂપના જનસ્વભાવનું ચિત્ર દર્શાવે છે. શ્રૃંગારની બે શ્રેણીઓમા અતિ રસીક, પ્રેમી હૃદયના વિકાર અને ભાવ ચિતરનારી શ્રેણીજ તેમણે કાવ્યમાં લીધી છે. અને તેમ કરવામાં તેઓ સાદ્યંત વિજયી નિવડ્યા છે. **બે ખરાબ કવિતાઓ આગળ ધરી,** "નખ્દુ" વાળે ન્યાયે, **એક ગુર્જર કવિ રત્નની છબીના સંબંધમાં,** થોડાજ વખત ઉપર, **જે અપ્રિય ચર્ચાને ગુજરાતમાં જન્મ મળ્યો હતો.** તેનેજ લીધે, અત્ર કવિવરની કૃતિની ઉત્તમતા માટે કાંઇક ઉલ્લેખ થયો છે. કોઇ પણ વસ્તુ સાદ્યંત એક સરખી હોતીજ નથી. અને એક સરખી હોય તો, તેમાં રસ નથી. સારા ખોટાનું દ્રશ્ય ન હોત, તો સારાની તુલનાજ થાત નહીં. કવિવરનાં કેટલાક એવા પદ હશે. તેથી શું તેમની કૃતિ નિંદાશે ? કદી નહીં. એક બે દોષ તો હમેશાં ભૂષણસ્પદ થાયછે. કવિવરનાં વિવાદિત પદનો અત્ર અનુવાદ નહીં કરતા. **એટલુંજ કેહેવું બસ છે કે,** તે પદોમાંજ તેમની કેટલીક અલૌકીક ખુબીઓ રહેલી છે. **દ્રષ્ટા** પોતાની **દ્રષ્ટી અનુસાર વસ્તુઓને દેખે છે.** જે વિવાદિત પદોમાં વાદીઓ શ્રૃંગાર જુએ છે, તેમાં રસજ્ઞો જનસ્વભાવનું ચિત્ર દેખેછે. અને તે વળી એવું નૈસર્ગિક, કે બીજાથી ચિતરાય નહીં. અસ્તુ. એ **બેઠેલો પોપડો ઉખાડવાની** અત્ર **અગત્ય નથી.** માત્ર એટલુંજ દર્શાવવું પ્રસંગાનુ કુલ છે કે, રા. રા. ઝવેરીએ કવિવરને માટે જે ઉત્તમ અભિપ્રાયો આ લઘુ લેખમાં સ્થળે સ્થળે પ્રદર્શીત કર્યા છે, તે ગુર્જર રસિકોને માન્ય છે. અને એજ ભક્તિ તેમનાં કાવ્યો માટે રસિકો ધરાવે છે, ને ધરાવશે. **કવિ અને કવિતાને માટે, જેતે, મત આપવાને યોગ્ય કહેવાયજ નહીં.** પંડિત જગન્નાથે "રસતરંગિણી"માં એક સ્થળે આવોજ **અભિપ્રાય** આપતાં કહ્યું છે કે, "નાજુક પ્રવાહવાળી આ રસતરંગીણી, તત્વ શોધક

મહીષોના અવગાહન માટે નથી." વળી બીજા **એક સંસ્કૃત કવિએ** પણ, **અરસજ્ઞથી કંટાળીને** કહ્યું છે કે—**अरसिकेषु कवित्व निवेदनं, शिरसि मालिख, मालिख, मालिख ॥ કવિવર દયારામભાઈની કૃતિની ખુબીઓ** આ લઘુ ગ્રંથમાં, રા. ઝવેરીએ બહુ સારી રીતે દર્શાવી છે.

—સરસ્વતિચંદ્ર and poet દયારામ ( ૩૮ )

Correspondence --( see the "Gujarati" dated 12-1-1902.)

To,

The Editor of the "Gujarati."

Sir,

Our popular novelist ગોવર્ધનરામભાઇ says in સરસ્વતિચંદ્ર part IV-

"મિલ જાઓ, મનમોહન પ્યારે, મોહન પ્યારે, નંદદુલારે, મિલ જાઓ૦—"

I swear, I swear, there is no lascivious note in these lines of our good friend Dayaram, in spite of all that libidinous veneer over them, which is meant to dazzle and catch into its flame, the unlearned, worldly and sinking soul, in order that she may rise therefrom like the phœnix, into the heaven of devotion. Is then this a lewd religion, as they say? Most certainly not. As I understand and realize the depth of this sweet girl's heart, she is not more distant from the highest purity and the abstractest devotion, than Cowper was, when he loved and worshipped the eternal fair in his Alney hymn. 'Tis the yearning for the Beautiful, for the Beautiful in the Divine. The beauty which the sight-seers admire, is to tho Bhakta, a trance of intense love. There is a form of Beauty floating

in the air, before the loving eye, and singing the sweet melodies of Divine Raptures, into the wistful ears. The girl's vision is, at this moment, stretched over the vistas of Infinity and Beauty and love, far beyond this man-manufactured idol, far beyond this temple of clay and stone, exactly like the vision of Byron's dying gladiator at his distant Dacian dame and children, as if they were present before his eyes, in the midst of the Roman audience, against whom he had closed them. Her ideal is sweet and harmless, and has all the pleasure and sport, which they in the west get, from their bolls and dances. If there be no vice in the latter, surely there is none in this-the former. And have my countrymen a right to object to all this, as being a wrong side of religion ? No. No. Not until the generation that frowns, at this, can boast of the birth of a new poet of God, whose fervour of soul will be able to soar as high, as does the spirit of this song. Science I love, but not at the cost of this-the sweet living heaven, of the poverty stricken angels of my countrymen. Can't give them up for the highest blessings of the Western Civilization.

The man convinced against his will;
Is of the same opinion still.

(but) poor sweet angels ! you shall live through the din, and the turmoil, that the world wakes with.

— A reader —

N. B. we have printed the above letter, exactly in the form, in which we have received it.

— Editor of the Gujarati. —

## ગુ. વ. સો. ની મેનેજીંગ કમીટીનો ઠરાવ. (તા. ૨૫-૧-૧૯૦૨
(૩૯)

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વ્યવસ્થાપક કમીટી, સાંજના પાંચ વાગે, સોસાઇટીની ઓફીસમાં મળી. તે વખતે નીચેના ગૃહસ્થો હાજર હતા.

દી. બા અંબાલાલ સાકરલાલ. ,, આણંદશંકર બાપુભાઇ ધ્રુવ.
રા. બા. લાલશંકર ઉમીઆશંકર. ડાકતર સોલોમન ઇબ્રાહીમ એરૂલકર.
રા. સા. માધવલાલ હરીલાલ દેસાઈ. ,, નીલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતી.
રા. રા. કેશવલાલ મોતીલાલ વકીલ. રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીયા.
,, રમણભાઇ મહીપતરામ નીલકંઠ. ,, નવલશંકર નરસિંહપ્રસાદ શુકલ.
,, રેવાશંકર અંબારામ ભટ.

× × × ×

રા. રા. જયશંકર નર્મદાશંકરનો તા. ૨૮-૧૧-૧૯૦૧ નો પત્ર **કવિ દયારામની છબી આપવા બાબતનો** આવેલો વાંચીને ઠરાવ કર્યો કે, છબી હાલ રાખવી; અને જયારે તે મોટી કરાવવાનું બને, ત્યારે મોટી છબી ઉપર, " કવિ નર્મદાશંકરે મોટા શ્રમે મેળવેલી પ્રત ઉપરથી, આ છબી મોટી કરી તૈયાર કરાવી છે"-એવું લખવામાં આવશે એમ તેમને જણાવવું.

(સહી) **અંબાલાલ સાકરલાલ.** પ્રમુખ.

## રા. રા. સાઠોદરા નાગર જ્ઞાતિના વહીવટદાર શંકરલાલભાઇ (૪૦)

વિનંતી વિશેષ—આ સાથે રા. રા. ભોળાનાથ બાપાલાલે લખેલા એક વિનંતિ પત્રની નકલ આપને જોવા સારૂ મોકલી છે. તે ઉપરથી વીદીત થશે, કે આપણા જ્ઞાતીબંધુ અને પ્રખ્યાત કવી, દયારામભાઇની છબી, ગુજરાત વરનાક્યુલર સોસાઇટીના મકાનમાં મુકવા સંબંધી, તથા તે માટેના ખર્ચ સારૂ, શેહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના ઉઘરાણાની હીલચાલ શરૂ થઇ ચુકેલી છે. તો આવા સ્તુતિપાત્ર કાર્યમાં, આપણીજ જ્ઞાતિના નામાંકિત કવિની યાદગીરી કાયમ રહેવાના કામમાં, આપણે સૌ, ભાગ ન લઇએ, તો તે ઉચિત માલુમ નહીંજ પડે. સબબ, આ કામમાં આપણી તરફથી યતકિંચિત મદદ થવી જરૂરની છે-એમ નજરમાં આવ્યાથી, આપને અમો નીચે સહી કરનાર વિનંતિ કરીયે છીએ કે, એ બાબતનો વિચાર કરવા, અનુકુળ વખતે જ્ઞાતીભાઇઓને આમંત્રણ કરશો. સરસ્વતી દક્ષિણાની જે શીલીક રહેલી છે

તે, અને જો તે ઘણીજ કમતી હોય, તો તેમાં ઘણે મતે જે કાંઇ પૂરતી કરવી યોગ્ય લાગે, તે કરી, તે રકમ મોકલી આપવી-એમ અમારો અભિપ્રાય છે. તે રોશન થાય.

| | |
|---|---|
| દેવશંકર નભુલાલ સહી દ. પોતે. | શિવપ્રસાદ મણીલાલ. |
| ભોગીલાલ નાનાલાલ. | કરશન સુંદરલાલ. |
| ચંદુલાલ બુલાખીરામ. | મેહેતા ચીમનલાલ મોહોનલાલ. |
| શંકરલાલ મોહોનલાલ. | ગુણવંતરાય હીરાલાલ મહેતા. |
| લક્ષ્મીલાલ માણેકલાલ. | રતીલાલ ભાઉજીભાઈ. |
| પુરૂષોત્તમરાય ભાઈલાલ. | મણીલાલ ગીરધરલાલ મહેતા. |
| કેશવલાલ બાલાજી. | Manilal Govindrai. |
| લક્ષ્મીલાલ ગુણવંતરાય. | કનૈયાલાલ મોતીલાલ. |
| ભગવાનલાલ રણછોડલાલ | દવે અમરતલાલ મોતીલાલ. |
| લાલજીભાઈ મણીલાલ. | ગોવીંદલાલ દોલતરાય, |
| બાબુરાવ હીમતલાલ દેસાઈ. | ચિમનલાલ મોતીલાલ. |

## ( ૪૧ ) દયારામ સ્મારકને લગતો એક કાગળ.

Dear Sir,

I am sorry, you understood me, in the words, you put down. It is an open secret, that from the beginning, till now, I work for the painting to be placed in the Gujarat Vernacular Society. The subscription paper disregarded by our castemen on 26-1-1902, makes me sorry, because they do not see, to support the source, whence they can obtain a copy. No better & worthier place can the poet secure, than this society hall; & I think, you will listen to me, when I say, that you will kindly reconsider your refusal.

Yours sincerely

Bholanath Bapalal Kantharia.

(૪૨) ભુજ તા. ૮. મી ફેબ્રુઆરી ૧૯૦૨

× × × ×

આપણી જ્ઞાતિનું કવિ પ્રત્યેનું ઔદાસિન્ય, શોચનીય છે. તમારો પાર્માર્થિક પ્રયત્ન યશસ્વી, ને ફલીભૂત થાઓ.

લી. આધીન

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

The "Gujarati" Dated 9-2-1902 ( ૪૩ )

A Correspondent writes;—

And now to convince us, of what is said about Dayaram the poet, let us for a moment turn to our men of authority and distinction. Mr. Giles, late director of public instruction admits, "his poetic talent was undeniably great." Mr. Malbari, the editor of the "East," compliments him with "this Byron of Gujarat, the sweetest and most popular bard of the province. Mr. Navalram, the celebrated critic says, "If the sentiment of love alone is to be considered, then really, there is nothing wrong, in assigning the first place to Dayaram, in the first rank of ancient poets." Poet Narmad says, "many of his works are full of instruction and learning. Half his poems are so very nice that they deserve to be collected and named Dayaratnamala. I have a high opinion about the lucidity of his poems. Therein there is none who can excel him. I embrace him as one of my bosom friends, for his elegance of thought, and diction.." And last but not least, let us look at the words of our popular novelist Govea dhanrambhai, who in his "classical poets of Gujarat" says, "so far as poetical

powers are concerued, Dayaram is undoubtedly the greatest genius, since the days of Premanand. He is a very great poet indeed. He has a weird and facinating way of bodying forth a host of over-fonded spirits of uncontrollable will, in a language, which is not only at once popular and poetical, but drags Society after him, to adopt as popular, the language, he creates for them anew. He introd uces the men and women of his country, to a luxuriance of metres, whose wild music, makes them bear with the flame of his sentiments; & there is a subtle naivete, in everything that comes out from him. He too philosophises, and rises to the beautiful and sublime of the ભક્તિ માર્ગ, with equal power, and is an open advocate of વલ્લભ." If all this, is not enough to open our eyes to the true greatness of a poet, if with the aid of our present education, we be not able to understand & appreciate that, which is good, leaving aside that, wich is bad, if the light of learning, that is imparted to us, is not enough to show us the way, wherein we should work, I must beg of you, we are not worthy to be called "Educated Gujaraties;" and "gentlemen! a nation, that is uot aware, that it has had a pats, will not care to possess a future "-these words once uttered by Lord Curson, will-it is feared, have to be fulfilled in our case. May God forbid it."

"ગુજરાતી" તારીખ ૯-૨-૧૯૦૨ (૪૪)

કવિરત્ન દયારામ (ભાષણ કર્તા--કવિ હરશદરાય સુંદરલાલ)

ગયા માસની તા. ૨૬ ને દિવસે અમદાવાદમાં નાગર બ્રાહ્મણોના શ્રી હાટકેશ્વર [illegible]માં મંજુર કવિએ [illegible] કવિરત્ન [illegible]

સંબંધમાં એક ભાષણ આપ્યું હતું; જે આ પ્રમાણે હતું. ભાષણકર્તાએ જણા- વ્યું કે, **આજના મેળાવડામાં કવિરત્ન દયારામભાઈનું પદ્ય સંભ- ળાવવામાં આવ્યું, તેથી ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે.** દયારામ- ભાઈએ પુષ્ટિમાર્ગમાં રહી પ્રેમભક્તિનો ઉત્તમ ચિતાર આપ્યો છે, ને શ્રી- કૃષ્ણભગવાન પ્રત્યે પ્રેમવિરહ વાક્યચાતુરી બતાવી છે. **તે ઉત્તમ પ્રકારના કવિ હતા.** દયારામે ગુર્જરગીરાની જે લાવણ્યતા બતાવી છે, તેવી બીજા કોઇ ગુર્જરકવિએ ભાગ્યેજ બતાવી હશે. જેમાં જે રસ ટપકાવ્યો છે, તે રસથી અત્યાર સુધી કોઇ તૃપ્ત થતા નથી. **જેઓને ગુર્જરભાષાનું પુરેપુરૂ જ્ઞાન નથી, તેઓ પણ દયારામની ગરબી રૂપી મુખમલની તળા- ઇમાં આળોટી આનંદ મેળવેછે.** કેટલાક આપણા આર્યબંધુને દયારામની કવિતા નીતિ બહાર લાગેછે; પણ તેમના પ્રેમની પરીક્ષા કરનાર જાણેછે કે—

"સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે."

જેઓ માંણિક્યની કીંમત જાંણતા નથી, તેમના પગતળે ભલે તે અટવાય, પણ તેનું પ્રયોજન નથી; તેમ **કવિરત્ન દયારામભાઈના રહસ્યને જાંણતા નથી, તેમને માટે તેમનો અમુલ્ય શ્રમ વૃથા થઇ પડેછે. પણ કાવ્યરસને જાણનાર ભ્રમર તો, દયારામની વાંણી રૂપી સુગંધીત પુષ્પની પાછળ ગુંજારવ કર્યાંજ કરશે.** એક તરફથી દયા- રામે અલકાર અને નાયકાભેદનુ જ્ઞાન જીજ્ઞાસુઓને આપવાને, રાધા–કૃષ્ણનો વિહાર તથા ગોપીકાવિનોદ શ્રૃંગાર લખ્યો છે, અને બીજી તરફથી શ્રદ્ધા પ્રતિપાદન કરવાને પ્રેમનું ખરૂં રહસ્ય બતાવ્યુ છે. **કવિના અંતઃકરણના તત્વને જાંણનાર માંણસો સજ્જન કેહેવાયછે.** દયારામ કવિએ વિદ્વ- જ્જન સમુદાયને આનંદ આપવાને માટે પોતાનું ચાતુર્ય વાપર્યુંછે. પુર્વે સંસ્કૃત પદ્યલેખકોએ "કારીકા" "કુવલયાનંદ," "પ્રતાપરૂદ્ર" રસ ચંદ્રોદય," "રસબિંદુ." "-ઉક્ત મુક્તાવલી," ઈત્યાદી ઘણા સાહીત્ય- ના ગ્રંથો લખ્યા છે. તેથી શું તે લેખકોની કિંમત કમી થાય છે? કાળી- દાસકવિનો શૃંગાર અને જયદેવ કવિએ શ્રીકૃષ્ણરાધીકાનો વિહાર લખ્યો છે **તેનું રહસ્ય જાંણનાર તે કવિકુળભુષણની તારીફજ કરેછે. જયદેવ** કેવળ કૃષ્ણપરમાત્માના ભક્ત હતા. તેમનું નામ "ભક્તમાળ"માં પ્રસિદ્ધ છે. તેમણે શૃંગાર લખ્યો, તેથી તેમની વૃત્તી કલંકિત નોહોતી. તેમજ **દયારામે શૃંગાર ગાયો, તેથી તેમની વૃત્તી શ્રીકૃષ્ણ પરમાત્માના સ્વરૂપમાં આકાર થયેલી જોઈ, તેમને ધન્યવાદ આપવામાં આવે છે. તે—**

छप्पो.

सरल सरल अरु शुद्ध, शांत प्रद अति आल्हादक,
प्रफुलित चित हितकरन, प्रेममुरती प्रतिपादक;
सुभग अर्थ सब पुर्ण, उक्ति नायका भेद बर,
कृष्णचरित गुनकथन, भक्तिमहिमा अरु नितिवर;
पुनि विविध जगत व्यवहारको, हर्षद रस दर्षित किया
प्रिय दयाराम अस कविनको, धन्य धन्य जगमें जिया.

દયારામની વાંણી રસયુક્ત, સરળ, શુદ્ધ અને શાંતગુણ સાથે આલ્હાદ પ્રાપ્ત કરનાર છે, પ્રફુલીત ચીત રાખીને હિત કરનાર છે. જેમાં પ્રેમમુર્તી શ્રીકૃષ્ણપરમાત્માનુ પ્રતિપાદન કરેલું છે. જેમાં પુર્ણ પદ સાથે સારો અર્થ સમાએલો છે, જેમાં નાયકાભેદનું દર્શન થાય છે, જેમાં શ્રીકૃષ્ણચરિત્ર અને ગુણકથન, ભક્તિ તથા નીતિનો સમાસ થએલો છે, અને આધુનિક સમયના જગતવ્યવહાર અને હીલચાલ તથા રૂઢીનું રસમય ચિત્ર બનાવેલું છે. એવી વાંણીવાળા કવિ દયારામનું જીવતર આ જગતમા ધન્ય છે.

( दोहो. )

कवि अरु कविताकी कदर, करत सुकवि गुनजान,
कुकवि कुतर्क करे सदा, उचरत काग समान,

કવિ અને કવિતાની કદર ઉત્તમ પ્રકારના કવિ હોય તેજ, અથવા પંડિત, કિંવા સજ્જન પુરૂષો, જે કાવ્યના રહસ્યને જાણનારા છે, જેઓ કાવ્યના ખરા ભેદને સમઝીને ખરા કવિને ધન્યવાદ આપે છે, તેજ જાણી શકે છે. બાકી દુર્જન લોકો તો નિરંતર કુતર્ક કરીને કવિઓને દુષણ-લગાડી રાજી થાય છે, વૃત્તિ મલીન, તેથી કામ, મલીન વસ્તુમાંજ ચાંચ ભરે છે. અને ભ્રમર સુગંધી પુષ્પ ઉપર જઇ બેસેછે. નહી તો—

( सवैयो. )

कंजनते अति कोमलता, मृदु पुष्पनके मकरंद समाना,
शीतलता शत चंद समान, सुमिष्ठ सुधा सम सत्व पिछाना
गंग तरंग समान सुहर्षद, अंगहि अंग प्रमोद बढाना
पेखहु एक दयो कबि काव्यसों, बांचतही इतने गुन माना

કમળના કરતાં પણ જેની કવિતા કોમળ છે, પુષ્પના મકરંદ કરતાં પણ જેના કવિતામાં મૃદુપણું છે, જે શાંતવૃતિને પ્રાપ્તકરનાર ચંદ્રતુલ્ય છે; જેના પદમાં મિષ્ટતા છે, જે અમૃતતુલ્ય છે, જે ગંગાનદીના તરંગ સમાન આનંદ આપનાર, તથા અંગેઅંગ પ્રમોદ વધારનાર છે, એવી દયારામની કવિતા વાંચતાં એટલા ગુણ જણાઈ આવેછે. વળી-

( कवित. )

**चाहे बनबासि हो, उपासि हो निरासी जंन,**
**प्रेमके पिपासी चाहे, वेदको अध्यासी हो;**
**कहे हरिसिद्ध दुःख द्वंद्व अधिकासि जाको,**
**त्रिविधिको फांसी चाहे, ओर उपहांसी हो;**
**विषय विलासी हो, विलासी विष प्रासी कोउ,**
**ज्ञानहीन जंगलको, वासी चाहे खासी हो;**
**होवे अभिलासो, दयारामकी लबासी सून,**
**काव्य प्रमुदासो लगे, न कछु उदासी हो.**

ચાહે કોઈ જંગલમાં નિવાસ કરનાર, રસથી અન્ન હોય, અથવા કોઇ એકાંતમાં બેસીને ઉપાસના કરનાર હોય, અથવા " બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા " એમ સમઝનાર બ્રહ્મજ્ઞાની, નિરાશી કે મુમુક્ષુ હોય, અથવા વેદનો અભ્યાસ કરનાર હોય, કિંવા અનેક પ્રકારના દુઃખે કરીને પીડીત હોય, અથવા કલંકયુક્ત ઉપહાસી હોય, અથવા વિષયવિલાસી હોય, કે કોઇ વિષપાન કરનાર હોય, કે ગમે તેવી સ્થીતિનો કોઇ હોય, તોપણ, તે દયારામની વાંણી સાંભળીને, ફરી ફરી, તે સાંભળવાને અભિલાષી થયા વિના રહેશે નહીં. કેમકે તે સાંભળીને તેને આનંદ પ્રાપ્ત થશે; અને તેની ઉદાસી દુર થશે.

આ કવિરત્ન દયારામભાઈના ગુણકથન માટે, અથવા તેમના પદ્યથી આનંદ પ્રાપ્ત કરવાને, અત્રે જે સભા મળી છે, તેના સદ્વિચારોને પણ હું ધન્યવાદ અર્પુંછું કે, સદરહુ મહાત્મા કવિવર દયારામભાઈના સ્થુલ દેહનુ ચિત્ર નામાંકિત કવિ નર્મદાશંકરે શોધન કરાવી સંપાદન કરેલું છે, એમ માહારા સાંભળવામાં આવ્યું છે. કવિ નર્મદાશંકરે દયારામની વાંણીને

ઘણું માન આપ્યું છે. તેમણે મહા મેહેનતે, ઘણી કાળજીથી, "દયારામ સતસૈ" ની ટીકા પણ મેળવીને પ્રગટ કરી છે. "કવિની કદર કવિજ કરી શકેછે, ને તેના હારદને તેજ સમઝી શકે છે," એમ સાબીત કરી આપ્યું છે. આ અભિલાષી કવિ નર્મદાશંકરની હોંશ, તેમની હયાતીમાં પરિપુર્ણ થવી બાકી રહી ગઈ છે; માટે કવિ **દયારામભાઇનું તે ચિત્ર મંગાવી,** તે ઉપરથી સારી છબી, કોઈ નામિચા ચિતારાના હાથથી આલેખાવી, જાહેર જગામાં, એટલે હીમાભાઇ ઈન્સ્ટીટયુટ કે ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના હોલમાં મુકવામાં આવે, અથવા લાયબ્રેરીમાં રાખવામાં આવે, તો કેટલી સંતોષકારક વાત થાય !

ચિત્રના રહસ્યને જાંણનાર, આજકાલ યુરોપીયનો, પહેલા વર્ગમાં ગણાય છે. તેઓ આવા કામ માટે મોટી બક્ષિસો કુશળ ચિત્રકારોને આપે છે, તેમને ઉત્તેજન આપેછે, અને વખાંણવાલાયક કામ લઇ, વિદ્યાનો ફેલાવો કરે છે. ધન્ય છે તેમને! તેમના વિચારો ને તેમનાં કાર્યો, સ્તુતિપાત્ર તથા અનુકરણ કરવા જેવાં છે. તેમના દેશમાં થઈ ગયલા લગભગ તમામ મહાત્માઓ, કવિઓ, શુરવિરો, અને નામાંકીત પુરૂષોનાં ચિત્રનો, તેઓ ગમે તે કિંમતે સંગ્રહ કર્યા વિના રેહેતા નથી. આ તરફ જ્યારે આપણે નજર કરીએ છીએ, ત્યારે પૂર્વે થઈ ગયેલા કવિઓ વિગેરેનાં સ્થુળ ચિત્ર કેવાં હતાં, તે જાણવાને ધુમાડાના બાચકા જેવાં પણ સાધન આપણી નજરે પડતાં નથી. કેમકે તેવા વિષય તરફ કોઈની રૂચી નથી–અભિલાષા નથી. એ કારણથી આર્યવિરો ને આર્ય કવિયોનાં દર્શન આપણે કરી શકતા નથી. માત્ર તેમની વાંણીનો વિલાસજ, તેમના અંતઃકરણની પ્રકૃતિ, અને તેમની હીલચાલનો ભાવ બતાવી આપે છે.

એવા વખતમાં, આજે મળેલા સર્વ તરૂણ અને વૃદ્ધ મેહેરબાનો. જાતી અભિમાન લાવી, કવિવર દયારામની છબી તૈયાર કરાવવા માટેના ખરચની જુજ રકમ એકઠી કરી આપવાનો વિચાર કરશે, તો પ્રશંસાને પાત્ર ગણાશે. ૨૦-૨૫–કે ૩૦ જેવી રકમ તો કોઇપણ જીજ્ઞાસુ ધનાઢય સજ્જન પુરૂષને કહીયે તો મળી શકે; પણ એકજ કચવાતા જીવ પાસેથી રકમ લઈ કવિરત્ન દયારામભાઈનુ ચિત્ર તૈયાર કરાવવું. તેથી જનસમુદાયની કે આખા શહેરની મમતા કવિ પ્રત્યે છે એમ કહેવાય નહીં. માટે આ પ્રસંગે આ દરખાસ્ત ભાષણના છેવટ ભાગમાં જણાવવામાં આવે છે. ને ખાત્રી છે કે તે ઉપર સઉ મેહેરબાનો ધ્યાન આપશે.

## "ગુજરાતનો બાયરન" ગુજરાતનો કવીરત્ન દયારામ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી—આ બેની તકરારથી હું બહુ ગુંચવાડામાં પડી છું. કથારીઆ વગેરે સુજ્ઞ સજ્જનો કહે છે કે, કવી રત્ન શ્રીદયારામની છબી મારે મકાને અવશ્ય જોઈએ, પણ પેલો પત્રકાર તેની ના પાડે છે. તો મારે કોનું માનવું જોઈએ. મી૰ પંચ?

મી૰ પંચ—મી૰ કંથારીઆનું કહેવું વ્યાજબી છે; તે તમારે માનવું જોઈએ, સોસાઈટી બાઈ !!



જે કવી રત્ને આપણી માતુશ્રી ગુજરાતની કીર્તિ વધારી છે, અને ગુર્જરગીરાને મહત્વ આપ્યું છે, તેની યાદગીરીની છબીનો સ્વિકાર જો તમે નહિ કરો, તો તમારૂં જીવતર ફોકટ !!

પંચદંડ તા. ૨૭-૨-૧૯૦૨ (જુઓ પાનું )

લ. વ્યા. મ. પ્રેસ

## (૪૫ ચિત્ર સાથે.)

" **પચડાંડ** " તા. ૨૩-૨-૧૯૦૨ નો એડીટોરિયલ લેખ—

### કવિ દયારામ તરફ ગુજરાતીઓનો વધતો જતો ભકિતભાવ.

"મોડું થાય તે સારાંને કાજ." ગુજરાત પ્રાંત અને **ગુજરાતી** ભાષાના પેલા મહાન કવિ દયારામની છબી અમદાવાદની " ગુજરાત વર્નાક્યુલર સોસાયટી " ના મકાનમાં મુકવા સામે જ્યારથી અમદાવાદના એકાદ પત્રે કટાક્ષ દાખવવા માંડયો, ત્યારથી છબી મુકવાની હલચાલ કરનારા અગ્રેસરો પોતાના નિશ્ચય તથા યત્નમા દૃઢ થયા છે; અને તેમની જોડે સામાન્ય રીતે ગુજરાતીઓમાં, મુખ્યત્વે અમદાવાદીઓમાં, દયારામ પ્રત્યેનો ભક્તિભાવ પણ વધતોજ ચાલ્યો છે. કવિરાજ અને તેમની છબીની તરફેણમાં લગભગ સઘળાં ગુજરાતી પત્રોએ લખાણો કર્યા છે; અમદાવાદ ખાતે સભાઓ ભરી ભાષણો અપાવા લાગ્યાં છે; કવિની ઉત્તમ કવિતાનાં જાહેરરીતે કથન થવા માંડયાં છે; તેનાં ચોપાન્યાં છપાય છે, કવિનું એક મોટું તથા સામટું જીવનચરિત્ર છપાવવાની ગોઠવણ થાયછે. અને તેમની છબી મુકવાના ખરચ માટે નાણાં મેળવવાને ઉઘરાણું કરવાનો પણ મનસુબો ચાલેછે. આ સર્વ સ્તુતિપાત્ર છે, અને તે કરનારા દેશહિતકારી નરોની અમે જય ઇચ્છિયે છિયે. એ કામ માથે લેનારાઓ અમદાવાદના આગેવાન તથા પ્રતિષ્ઠીત ગ્રહસ્થો છે, જેઓમાં મી. ભોલાનાથ બાપાલાલ કંથારીઆ આગેવાન ભાગ લેતા જણાય છે. કવિની હિમાયતની આ પવિત્ર "ક્રુઝેડ" નું મંડાણ ગયા અગસ્ટ માસથી થયલું માલમ પડેછે; કે જે મહિનાની ત્રીજી તારીખે એજ ઉલટમદ ગૃહસ્થે ગુજરાત વર્નાકયુલર સોસાયટીમાં કવિ દયારામ વિષે એક જાણવાજોગ ભાષણ આપી કવિનું મહત્વ અને તેમની કવિતાનું ઉત્તમપણું સારાં પ્રસિદ્ધ કર્યાં હતાં. આ ટાંણે દિ૦ બા૦ અંબાલાલ, રા૦ બા૦ લાલાશંકર ઉમીઆશંકર, ડાક્ટર ટેલર, રા૦ સા૦ માધવલાલ હરીલાલ વગેરે અમદાવાદના પહેલા વર્ગના જાહેર પુરૂષોએ પોતાની હાજરીનું માન આપ્યું હતું. જાનેવારી માસની તા૦ ૨૬ મીની સાંજે, અમદાવાદ મધ્યે ખાડીઆમાં શ્રી હાટકેશ્વર મહાદેવના મકાનમાં મળેલી સભા, એ કરતાં વધારે અગત્યની હતી. તેમા અમદાવાદના સુપ્રસિદ્ધ ગ્રહસ્થો ઉપરાંત કેટલાક સાઠોદરા નાગર ગ્રહસ્થો અને અંગ્રેજી ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓ વગેરે પણ હાજર થયા હતા અને સભામાં કવિ દયારામનાં કાવ્યમાંથી ચુંટી કાઢેલાં ગાયનો વાજીંત્ર સાથે ગાવા ઉપરાંત, કવિ હરપદરાય સુંદરલાલ, વકિલ નવનીતરાય નારણભાઈ વગેરેએ પ્રસંગોપાત વિવેચન કર્યું હતું. હમણાંજ

" દયારત્નમાળ " નામે ચોપાન્યાંનો પહેલો ભાગ બાહેર પડ્યા છે, જેની અમોને મળેલી એક પ્રતની પહોચ માનસહીત સ્વિકારિયે છીયે. આ "રત્નમાલ" મધ્યે રસિક શિરોમણી કવિ શ્રી દયારામભાઇના જીવન ચરિત્ર ને લગતી તેમની કેટલીક કવિતાઓ વગેરે અપવામાં આવેલાં છે. જે " એક કાંકરે બે પક્ષી મારવા" જેવી નેમ સાચવે છે. એટલે, તેમાં કવિની કેટલીક સુંદર કવિતા વાંચવાની મળેછે, તેમ તેમના જીવન ચરિત્રનું પણ સહેજ જ્ઞાન થાય છે. આપણી માતુશ્રી ગુજરાતે દયારામ ઉપરાંત બીજા અનેક મહાન કવિઓને જન્મ આપ્યો છે, અને તે સર્વ આપણી માંનિતી ગુર્જરગિરાની સરસ સેવા બજાવી ગયા છે. તોપણ ભાગ્યશાળી દયારામ કવિના માન તથા સ્મરણાર્થે હમણાં જે હિલચાલો થાય છે, તેવી બીજા કોઈ માટે થઈ નથી. જે માટે આપણે એ કવિના વિરોધીઓનોજ ઉપકાર માનીશું ! ગુજરાતના પ્રેમાનંદ, સામલ, નરસીંહ મેહતા, નર્મદ. દલપત વગેરે કવિઓ પણ એવા માનને લાયક છે; અને અમે ઇચ્છિયે છિયે કે, જો મળી શકતી હોય તો, તેમની છબીઓ મેળવી, ઘટતે ઠેકાણે મેલવાનો પ્રયત્ન પણ મી૦ કંથારીઆ વગેરેએ કરવો જોઇયેછે; પણ પેહેલાં આ ધારેલું કામ પાર પાડવાની જરૂર છે. અને તે જો પાર પડ્યું, તો બીજા કવિરત્નોની પિછાન કરવાનો માર્ગ આપોઆપ ખુલ્લો થશે.

કવિ દયારામને જાહેર રીતે પ્રસિદ્ધિમાં આંણવાની હાલની હીલચાલને ઉતેજન આપી અમે કહિયે છિયે કે, એ જાતના કાર્યનું મુળ મંડાણ કરવાનું માન, ગુજરાતના આપણા અર્વાનિન મહાન કવિ નર્મદને ઘટે છે. ઝવેરની ખરી પિછાન ઝવેરી કરી શકે છે, તેમ કવિનર્મદ, કવી દયારામની કવિતા પર એટલા મોહિત થઇ ગયા હતા કે, તેમણે ઘણી મેહેનતે દયારામની કવિતાઓ મેળવી, તેનો સંગ્રહ, કરી " દયારામ કાવ્ય સંગ્રહ " ને નામે એક મોટા પુસ્તકમાં છપાવલો છે. કવિનર્મદેજ વખાણવાજોગ શોધ ખોલ કરી, દયારામની છબી મેળવી, પોતાનાં ઘરમાં એક પુજ્ય મૂર્તી દાખલ રાખી હતી; અને તેજ છબી મુકવાની હિલચાલ જન્મ પામી છે. આ એક સંજોગ આશ્ચર્યકારક છે કે, જે વેળા અમદાવાદમાં દયારામની છબીની ચર્ચા શરૂ થઇ, લગભગ તેજ પ્રસંગે મુબઇ મધ્યે મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા વિદ્વાન ગૃહસ્થે " દયારામ અને હાફિઝ " એ વિષયપર એક વિદ્વતાભર્યું ભાષણ આપી. ગુજરાતી દયારામ કવિને ફારસી સુફી સાયર મહાત્મા હાફિઝ સાથે સરખાવ્યો હતો, અને બ્રહ્મજ્ઞાન કિંવા ઇશ્વર લીલાના જે પુજ્ય વિષય પર હાફિઝે પોતાની કવિતાશક્તિ ખરચી છે, તેજ વિષય

તથા તેજ ધોરણે દયારામે પણ કવિતા લખેલી સાબેત કરી આપી છે. અલબતે, દયારામે પોતાની ઇશ્વરલીલા શ્રીકૃષ્ણને નામે ગાઇ છે; પણ તેથી મુળ બાબતમાં કશો ફેર પડતો નથી. અમે જોઇને આનંદ પામિયે છિયે કે, મી૦ કૃષ્ણલાલનું આ મુલ્યવાન ભાષણ પણ હમણાંજ ચોપાન્યાં રૂપે છપાઈ પ્રસિદ્ધ થયું છે. જે કવિ દયારામની છબી મુકવાની હીલચાલને એક વધુ ટેકા રૂપ થઈ પડવું જોઇએ. એ સઘળું તો જેવું જોઇયે તેવુંજ થયું છે, અને થાય છે; પરંતુ હવે જે મુખ્ય કરવાનું રહ્યું છે, અને જે ઉતાવળે થવું જોઇયે, તે કવિરાજની છબી ગુ૦ વ૦ સોસાયટીમા મુકવાનો ખાસ ઠરાવ, અને તે માટે જોઇતાં નાણાં મેળવવાનું ઉઘરાણું છે. તેને માટે હવે વધુ ઢીલ થવી યોગ્ય નથી. માત્ર અમદાવાદીઓએજ નહી, પણ આખા ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છની પ્રજાએ પોતાની યથાશક્તી નાંણાં ભરી આ રૂડાં કાર્યને સરંજામ પહોંચાડવા સામેલ થવું. અને પોતાના એક ખરેખરા માન- વંત કવિને માન આપી પોતે માન લેવું. આ બાબતમાં ગુજરાતી પ્રજાને ઘટતી સમજ આપી ખરે રસ્તે દોરવાનું કામ જેટલું એના અગ્રેસરોનું છે, તેટલુંજ ગુજરાતી વર્તમાનપત્રોનું પણ છે; પણ અમે જોઇને સખેદા- શ્ચર્ય પામિયે છિયે કે, થોડાક માન ભરેલા અપવાદ શિવાય સામાન્ય રીતે ગુજરાતી છાપો પછાત પડયા છે. જે કાંઇજ નહીં પણ કવિ દયારામ સંબંધી તેમી કમ માહિતી દેખાડે છે અમે પોતે મંડાણથીજ એ કામને ટેકો આ- પતા આવ્યા છિયે, અને છેવટ સુધી આપવાનો અમારો ધર્મ સમજીયે છિએ. આપણામાં કહેવત છે કે, "જે નર રાગે ન રીઝિયો, તે નર પશુ સમાન." અમે તેને આ પ્રસંગને લાગુ પાડીને કહિયે છિયે કે, જે નર દયાને ન પામીઓ ,તે ઢોર સમાન.

( ૪૬ )**ગુજરાતી** તા. ૨૩-૨-૧૯૦૨માં "ભરકટોરા રંગ" ના મથાળા નીચે

" હવે કોણ કહેશે કે, અમદાવાદી માઇસાહેબો પોચા, પોત્યાદાસ ને નિરૂત્સાહી છે ? જેઓ કહેશે તેમને તો હું એક લપડાક લગાવીશ ! " ઘેલી સાસરે ન જાય. ને જાય ત્યારે એક વર્ગી." તેમ હમણાં આપણા એ ગોળ મટોળ પાઘડી બંધુઓ એવાતો રસ પર ચહડયા છે, કે ન પુછો વાત. તેઓ પોતાની " શેહેરી પાર્લામેન્ટ "માં ધુમ મચાવે છે, સભાઓમાં ઘુમે છે, ભાષણો રૂપે ગર્જે છે. ગટર સામે યુદ્ધ ચલાવે છે. કોંગ્રેસને ન પધરાવવા માટે ધાર્તને આકાશ એક કરેછે; અને એ સર્વથી વધારે, સ્વધામ પહોંચી ચુકલા આપણા ગુજરાતી કવિરત્ન દયાએ, મહાત્મ્યરૂપી રસની નદી

વેહેવરાવી, તેમાં સ્નાન કરાવી અનેક જીવાત્માના કલ્યાણ વડે, (આ સૃષ્ટીમાં અમરતો છેજ–મહાપ્રલય સુધી, તેમના નામ અને કાર્યનો ક્ષય થવાનો નથીજ.) તથાપી અમદાવાદીબંધુઓ ઇચ્છેછે કે, એ કવિને અમદાવાદ નગરમાં પધરાવી, તેમનાં સાક્ષાત દર્શન લેવાં. ન તે કારણથી તેમની એક છબી જાહેર ઉધરાણાથી અને જાહેરરીતે, ગુજરાતની પેલી સુધરેલી પુત્રી " ગુજરાત વર્નાક્યુલર સોસાયટી " ના મકાનમાં મુકવા ઠરાવ્યું ! અમદાવાદીઓનો આ પ્રયત્ન સ્તુતિપાત્ર છે. હું તેમને માટે તાન મારીશ કે જય ! જય ! પેલા અરસિક મોવડાઓના નામપર પણ જય ! તમો અધિપતિરાજને પણ આ માનનો યત્ કિંચિત્ હીસ્સો મારે આપવો પડશે કે ? કેમકે અમદાવાદીઓનાં આ સાહસનાં ગાડાંના બળદ જ્યારે જ્યારે માર્ગમાં અથડાઇને અડી બેઠા છે, ત્યારે તમે તમારી કલમના તિક્ષણ પરોણાવડે તેમને ઘોંચીને પાછા સતેજ કર્યા છે. પરંતુ અમદાવાદીઓના આ ઉત્સાહ વધવાનું સહુથી વધુ માન તો ત્યાંના હિતેચ્છુ વગેરે ચોકસ પત્રોને હું આપીશ ! કેમકે તેઓની વિરૂદ્ધતા તથા કટાક્ષથીજ, છબી મુકવાની હિલચાલના અગ્રેસરો છંછેડાયલા વાઘની પેઠે જોસમાં આવી, દ્દઢ નિશ્ચયવાળા બન્યા. જો હું અમદાવાદમાં હોત, ને ખિસ્સામાં ચીચોડા ખડખડતા હોત, તો દયારામભાઇની છબી તોશું, પણ તેમનું બાવલુ ઉભુ કરીને, ધુપં--સમર્પયામી, દિપંસમર્પયામી કરત ! જે મહાત્માકવિએ ગુજરાતને રસિક, ફાંકડી બનાવી છે, કોડા ગુજરાતીની ગુજરાતી, " સુંસાં પેસા ચાર " માં હતી, તેને ભાષામાં આંણી છે, ' લાડીલા ', ' કામણગારા ', ' છેલછબીલા ., ' લટકાળા ', ' પાલવડો ', ' વાંસલડી ' વગેરે નવા નવા શબ્દોથી ગુજરાતી ભાષાને સૌભાગ્યવતી બનાવી છે, તથા ગુજરાતીઓને ઉત્તમ કાવ્યરસનું નવુ પાન કરાવ્યું છે, તેના સન્માનાર્થે આપણ ગુજરાતીઓને વધુ મીઠું કાર્ય શું હોય ? કવિરત્ન દયારામે પોતાને ઘેર, પોતાના હૃદયમાં વાસો કરવાને શ્રીરસિયાજીને વિનવવા અરજી રૂપી જે એક લાવણ્યમયી ગરબી ગાઇ છે, જે આજ ગુજરાતમાં હોંશેહોંશે ગવાય છે, તેજ ગરબીની બે ત્રણ લીંટીઓથી ખુદ એ કવિરાજને અમદાવાદની ગુજરાત વરનાક્યુલર, સોસાઇટીમાં, છબી રૂપે પધારવા વિનવીને તેઓ મારેનો આ લેખ હું સમાપ્ત કરીશ.—

આવોની મારે ઘેર માંણુવા, હોજી રાજ, આવો મારે ઘેર માંણુવા.
પ્રેમરસ પ્યાલો તે પીવાને પાવા, જોબન તુરીને પલાંણુવા. હોજી રાજ૦
સર્વ તજે પણ સમો સંભાળે, રસિયા તે પરમાણુવા. હોજી રાજ૦



**પ્રજાબંધુ તારીખ ૨૩-૨-૧૯૦૨** (૪૭)

**દયારામની તસવીર**—આ તસ્વિર રા. જેશંકર નર્મદાશંકર તરફથી અત્રે આવેલી, તે રા૦ ભોળાનાથ બાપાલાલે અમને બતાવી છે; અને ધાર્યા કરતાં તે સારી હાલતમાં જણાયછે. છબીના મુખાકૃત ઉપરથી આ ગુર્જર-કવિની કાન્તી તથા બુદ્ધિ અને રસિકતાનો કાંઈક ખ્યાલ આવી શકેછે. આ છબી ઉપરથી મોટું ઓઈલપેઈન્ટીંગ કરાવવાનું હોવાથી, જેમની તે કરવાની ઈચ્છા હોય, તેમણે તે ગૃહસ્થને, સાંકડીશેરીમાં રઘનાથ બંબની પોળમાં તેમને મકાને મળવું.

**હિતેચ્છું** તા. ૨૭-૨-૧૯૦૨ (૪૮)

**કવી દયારામ અને તેમની છબી**—કાઈ પણ જાતનું ગદ્ય કે પદ્યનું લખાણ, તેના અથ સાધારણ વાચનાર જેવો કરે, અથવા સમજે તેવો તેનો અર્થ ગણાવો જોઇએ. અને એજ નિયમે કવિ દયારામની કવિતાની પરીક્ષા થવાની જરૂર છે. કાઈ પણ ગદ્ય અથવા પદ્યથી પ્રજાની સામાન્ય સમજથી તેમની નીતિ પર કેવી અસર થાય, તે વિચારવું એ વિદ્વાનનું કામ છે. અને તે માટે તેવા લખાણને પ્રજાની આગળ લાવીને તે પ્રજાના નીતી રીતીમા વધારો અથવા ઘટાડો કરવાનું કામ તેના આગેવાન વિદ્વાનોની સમજ શક્તિ પર રહેલું છે. હિંદના લોકોમાં ઘણું કરીને નિવૃત્તિ માર્ગજ સારો સમજાયો છે. તેમાંનો સમજુ ભાગ ઇશ્વરપર શ્રદ્ધા તથા ખાન પાનમા નિયમિત અને નિતીમા ઘણો સારો જણાયો છે. આજ કારણથી **યુરોપની કેટલીક બાબતોને આ દેશના વિદ્વાન પસંદ કરતા નથી** અને તે માટે નિતીનું બાનું આગળ કરેછે. યુરોપ જવામાં કેટલાક પોતાના છોકરાં નીતિમાન રહેશે કે કેમ, તેની ચિંતા રાખેછે. આ સઘળા આ દેશની નીતી સંબધે પ્રજાના જે સારા વિચાર છે, તે ખુશી થવા જેવા છે. ખરૂં છે કે "ગામ હોય ત્યાં ઢેડવાડો પણ હોય છે." તેજ મુજબ કેટલાક અયોગ્ય **લેખકોમાં** તેની કાંઈક **ખામી જણાંતાં સુજ્ઞ ટીકાકારો તેને વખોડવા ચુકતા નથી.** આજ કારણે આ દેશમાં હાલમાં થતાં નાટકો તરફ સમજુ અને વિદ્વાનોનો અભાવ વધતો જાય છે; અને પ્રજાનું તેવું લક્ષણ અમે વખાણવા જેવું માનીએ છીએ. છતાં કેટલીક પ્રાચિન એટલે થોડાં વરસ પહેલાં થયેલી કવિતા જે ખરેખર સાધારણ રીતે જન સમુહ પર સારી નિતી ભરેલી અસર ન કરતાં તેને ઉલટે મારગે ઉતારે, તેવા ગદ્ય કે પદ્યના, ભાષણમાં, કેટલાક તાણી તોડીને જુદા રૂપમાં બતાવવાને પ્રયત્ન કરે, તો ભલે કે

પણ તેથી જનસમુહની સામાન્ય નીતીપર કેવી અસર થશે, તેનો વિચાર સમજુઓએ કરવાની જરૂર છે. અમુક **મરી ગએલા માણસ માટે** કાંઇ પણ **વિરૂદ્ધ બોલવું એ અમે સર્વથા અયોગ્ય સમજીએ છીએ.** પણ જ્યારે કેટલાક તે માટે "મીઆં પડયા, પણ ટંગડી ઊંચી" ના માફક કરી, વારંવાર તે બીનાપર જાંણે બોલાવવા ઇચ્છાજ કરતા, તેના હિત શત્રુનું કામ કરતા જણાય છે, ત્યારે દિલગીરીથી અમને જણાવવાની ફરજ પડે છે.

**દયારામની કવીતામાં** કેટલાંક એવાં પદ છે, કે તેના ભકતો તે પદોને કૃષ્ણની સાથે સંબંધ રાખતાં સમજાવે, અને ચડાય તેમ વખાંણ કરે, પરંતુ તેના "સાંભળરે તું સજની મારી, રજની કયાં રમી આવી જી..." ઇત્યાદી **કેટલાંક પદો સમજુ વિદ્વાનોને અસભ્ય લાગે છે**, જેથી તે બેન, મા, અને દિકરી, ભાઇ, પુત્ર અને પિતાના આગળ કદી પણ ગાવાને કોઇ ખુસી થનાર નથી. એવાં દયારામનાં અને બીજાનાં પદો **મહારાજ લાઈબલ કેસમાં** મરહુમ મી૦ કરશનદાસ મુળજી તરફથી દાખલ કરી, તે પર ઘણો ધિક્કાર બતાવવામાં આવ્યો હતો. અને મહારાજે પોતાની હાજરીમાં ભક્તાંણીઓ પાસે એવાં ગીત ગવરાવવામાં તેમને અનીતવાન ઠરાવવાને તેમાં ખુલ્લુ જણાવવામાં આવ્યુ છે. અને તે માટે અમે જેમની ઇચ્છા હોય તેમને તે મહારાજ લાયબલ કેસ જોવાને ભલામણ કરીએ છીએ. છતાં તેવાં પદોને કોઇપણ કારણે કૃષ્ણપર છે...વિગેરે બાબત જણાવી તેમને હાલમાં અમુક ધરમનાં માણસો ગમે તેમ ચહાય, તે માટે **અમે વચ્ચે આવવા માગતા નથી, પણ** સમગ્ર હિંદુ, ખ્રીસ્તી અને બીજી સઘળી પ્રજા આગળ, તેને નીતિમાન ઠરાવવાને આગ્રહ કરવો, અને તે સઘળી પ્રજામાં પ્રવરતાવવાને જણાવવું. એમાં અમે **સારૂ સમજતા નથી.** રેવરંડ મી૦ ટેલર જેવાએ અજાંણતાં કદાપી તે બાબતસર માગણી કરી હોય, તોપણ જ્યારે તે પદો તેની આગળ બધાં ખુલ્લાં મુકે, અને તેવાં પદનો અંગરેજીમાં અર્થ કરી કોઇ ન્યાઇ અને વિદ્વાન નીતિવાન ગૃહસ્થ ઇંગ્રેજ આગળ ધરે, તો તેને માટે તે શું સમજશે? તેની પ્રથમ તપાસ કરવી એ જરૂરનું છે; અને તે પછીજ તેને વખાણનાર સામાન્ય પ્રજાની આગળ તે બાબત ધરે, તો અડચણ નથી. તોપણ જો તેઓ કોઇ હઠ પરજ આવ્યા હોય તો દયારામની કવિતામાંની અમે ઉપર જણાવેલી બીના જેવી ઘણી ગરબીઓ અને કવિતા મી૦ માધવલાલ પસંદ કરે, કે પુરૂષ અને સ્ત્રી વરગની શાળામાં ઉપલા ધોરણમાં તે ચલાવવા યોગ્ય છે, તોપછી અમે તે માટે "જરાપણ

વાંધો લઇશું નહીં. અને તેમ થાય તો, અમે તુરતજ સ્ત્રીઓની અને પુરૂષોની ટ્રેનીંગ કોલેજમાં તે ચલાવવાની ભલામણ કરીશું. અને આ એ અગળ તે શીખવવાને મી૦ માધવલાલને રોજ બે કલાક રોકવા વિનવીશું, કે તેઓ તેનું બરોબર જ્ઞાન કેવી રીતે આપી શકે છે, તે સમજાશે.

પરંતુ જો તે **શાળામાં ચલાવવા યોગ્ય નથી, એમ તેઓ જણાવે, તોપછી** તેવા લેખકને સામાન્ય રીતે પ્રજાની નીતી અને જ્ઞાનમાં વધારો કરવા ઇચ્છનાર સોસાઇટીને ઉત્તેજન આપવું-એ સોસાઇટીનું કામ કેમ કેહેવાય એ સમજાતું નથી.

**ભલે દયારામની કવીતાનો સંગ્રહ છપાય,** અને જેને તે જાણવાની ઇચ્છા હોય, તેઓને **તેની ના નથી** રેનલ્ડ નામના એક અંગરેજ લેખકનાં કેટલાક પુસ્તકોને માટે **સરકારની મનાઈ છતાં** કોઈ ગુપ્ત રીતે મેળવીને તે **વાંચેછે.** કેટલાંક અનીતીથી ભરેલાં પુસ્તક છાનાંમાનાં છપાઇ બહાર પડે છે, ને ખપી જાયછે. કટલીક **બીભસ્ત છબીઓ** દુકાનોમાં છાંની વેચવા રાખે છે, અને **શોખીનો છ ની રીતે તે લઇ જાય છે,** અને તેની હજારે નકલો ઘણી મોઘી કિંમતે ખપે છે. **તે પરથી તે જાહેર પ્રજાને જાંણવા અને જોવાલાયક કહેવાશે નહીં.** તેમ તેવાં પુસ્તકો લોકો વાંચશે, તેનો અમે અટકાવ કરવા માગતા **નથી.** કારણકે તેમાં કેટલાક ધર્મનું કારણ જણાવે છે. પરંતુ તેમ કરનાર હાથેવતી પોતાના ધરમને અન્ય પ્રજામાં નિંદીત ઠરાવવાનુંજ કરે છે, એમ કહેવામાં ખોટું નથી.

દયારામની છબી મુકવાની બાબતમાં કેટલાકના વિચારથી સોસાઈટીના ખરચે તે છબી મેલવી, એવી સુચનાની અમે વિરૂદ્ધ હતા; કારણકે **સોસાઈટીના પઇસા** એવી રીતે **છબીઓ ખરીદ કરવાને લોકોએ ભર્યા નથી;** પણ ગુજરાતી ભાષાનો ફેલાવો થવા, વિદ્યાનાં, નીતિનાં, અને સુબોધનાં પુસ્તકોનો ફેલાવો કરવાના હેતુથીજ એ ફંડ સ્થપાયું છે. **તેથીજ અમે તે છબી સોસાઈટીના ફંડમાંથી ખરીદ કરવા સામે વાંધો લીધો હતો.** અને જ્યારે તે અમારો વાંધો સોસાઇટીએ સ્વીકાર્યો છે, તો પછી કેટલાક લેખકો 'પડ્યા પણ ટંગડી ઉંચી " એ માફક વિચાર જણાવે છે, તો તે માત્ર હાંસીપાત્રજ છે, એટલુંજ નહીં, પણ તે માટે **નાંણાં ભરાવવાની ભીખ માગવી પડે.** એજ તેમના મનનો બળાપો

થઈ પડ્યો છે. **પછી ભલે તે ખુશી થાય, તો ના નથી.** " આપ આપ કે મનસે'...મરતાન "–માટે વિચાર કરવો

દયારામના જે ભક્ત, **દયારામની છબી** કવી નર્મદાશંકરે મેળવેલી છે, એમ જણાવે છે, તે માટે પ્રથમ **શક લેવા જેવું** એક કારણ છે. નર્મદાશંકરે પોતે જીવતાં જણાવ્યું હતું, કે મેં એ છબી મેળવી છે? અને તે શી રીતે મેળવી છે? એ છબી કાંઈ ફોટોગ્રાફ **તો હોયજ નહીં.** * પણ જેમ શ્રીકૃષ્ણ વિગેરેની છબીઓ અલંકારી કરીને મુર્તીઓ પરથી ચિત્રાય છે, તેવી કોઇએ ચિત્રી છે કે નહીં, તે એક જોવાનું છે અને તેમ હોય તો, પછી તેવી છબીજીના મરહુમ નર્મદાશંકરના વારસને પઇસા અપાવવાને દયારામના ભક્તોએ સાધન તરીકે કોઇએ ઉભો કર્યો નથી? અને તેમ હોય તોપણ, **તે છબી સોસાઈટીના એક ખુણામાં પડી રેહેવાથી**, દયારામના ભક્તોને તેનાં દરશનનો કાંઇ નિત્ય લાભ મળનાર નથી, તેમ તે શૃંગારી કવીની છબી જોઇ, તેના નવા ભક્ત વધવાને સાધન મળનાર નથી. માટે **છબી ખરીદવાનું ફંડ થાય છે, તો તે સાથે** થોડું વધારે ફંડ કરી, તે છબી રણછોડલાલ ફુવારા પાસે એક ઓરડી બીજા ફુવારા પર બંધાવિ, અગર પાસે માણેકનાથના પુરાએલા હવાડા ઉપર એક સારૂ જાળીવાળુ છાપરૂ નાંખી, મકાન કરે, તે તેનાં રોજ જતાં આવતાં લોકો દરશન કરશે અને **દયારામની ભક્તાંણીઓ** ત્યાં બેશી તેની ગરબીઓ ગાશે, તો તેના ભક્તોનો સારો વધારો થશે, એમાં શક નથી. પછી " ધણીને ઢાંકણીમાં સુજે, ત્યા પાડાશંની આરશંનો ખપ પડે નહીં."

(૪૯) **અખબારે સોદાગર** તારીખ ૧૧–૩–૧૯૦૨

ગુજરાતના શૃંગારી કવી દયારામ તરફ અમદાવાદીઓની લાગણી ઉલટી છે. મરહુમ નરમદે ઘણી મુસ્કેલીએ આ કવીની એક છબી તેના શિષ્ય પાસેથી મેળવી હતી. કવી નરમદ શૃગારના પુજારી હતા, અને કવીદયારામની ખરી કદર બુજનારા હતા. દયારામનું ખરૂં પાન નરમદેજ ગુર્જરીપ્રજાને કરાવ્યું હતું. અને અમદાવાદીઓ હાલમાં તે કવીની કદર બુજવા તૈયાર થયા છે. મરહુમ નરમદના પુત્ર મી જયશંકર તરફથી દયારામની છબી મોકલી આપવામાં આવી છે, અને તેની ઓઈલપેઇન્ટીંગ તસવીર કરાવવા માટે ફંડ ઉઘાડવામાં આવ્યું છે. શૃંગારના ભાવીકો નાટકમાં એકજ

* જુના નર્મગદ્યમાં કવિચરિત્રમાંની ફુટનોટ જોવાથી આનો ખુલાસો થશે.



કવિરાવને સુપડાથી ઢાંકવાની ઘેલછા.

વિઘ્નસંતોષી— તમે આ શું કરોછો, ભાઈ! સભાબાઈ— પેલા મહાપ્રતાપી કવીરવીની છબીનો ઉદય થાય છે. તેને આ ગગનની સેસવડે વધાવીને તેનાં રૂડાં દર્શન લઉં છું.

વિઘ્નસંતોષી— પણ મને તે ગમતું નથી. મારી આંખ્યો એનાં પ્રકાશીત કિરણોનું તેજ ખમી શકતી નથી. તો હું એને મારાં સુપડાંવડે ઢાંકી નાંખુ છું.

પંચડાંડ તા. ૨-૩-૧૯૦૨. (જુઓ પાનું )

આ. વી. મે. પ્રેસ.

શૃંગારી ગાયન સાંભળવા સેંકડો રૂપીઆ નાટકો વિગેરેમા ખરાબ કરે, તો ગુજરાતની આખી પ્રજામાં, દરેક ઘરમાં, જેનું શૃંગારી કાવ્ય ગવાઈ રહ્યું છે, તેના આ ફંડમાં દરેકે મદદ કરવાની જરૂર છે. કવિદયારામે વૈશ્નવપંથની મોટી સેવા બજાવી છે. તો વૈશ્નવોએ પણ આ ફંડમાં રકમ અવશ્ય ભરવી જોઇએ. અત્યાર સુધીમાં ભરાયલી રકમ એટલી નાંની છે કે, ગુજરાતીઓની કદર કરવાની શક્તીની પીછાંન કરાવે છે. આખા અમદાવાદમાં ૭૦ રૂપીઆ! જે અમદાવાદ શેહેર બીજા કામમાં હજારો રૂપીઆ ખરચે, જે અમદાવાદ શેહેર ગુજરાતી સાહીત્ય માટે મગરૂરી લે છે, જ્યાં કવિઓ ઝાઝા હયાતી ધરાવે છે, ત્યાં રૂ. ૭૦–ભરાયા, તે અમદાવાદને પણ શોભા આપનારૂં નથી.

( ૫૦ ) ડભોઇ તા. ૧૨-૩-૧૯૦૨

શ્રી ભગવદ્‌સ્મરણ આદ્ય કરી, નમ્રતાથી વિનયપણે વિનંતિ કરનાર જોષી છોટાલાલ ઉર્ફે નાથજી ગીરજાશંકર. વિજ્ઞપ્તી એ છે કે, આપે પરમ ભગવદી દયારામભાઈ, જે કે મારા પિતા શિષ્ય, અને તે શ્રી સદ્‌ગુરૂરૂપ મહદ્‌વૈશ્નવજન, જક્તમાં શિરોમણી કવિ તરીકે પ્રસિદ્ધ છે, તેમના ઉપર આપ સ્નેહ ધરાવી, સદ્‌ગુરૂ મહાત્માની પ્રશંસા નિરંતર જારી રહે, એવું સ્તુત્ય કામ આરંભેલાનુ ડભોઇના સદગૃહસ્થ રા. રા. હિમતલાલભાઈ પ્રાણજીવનદાસ, કે જેઓ વેદવેદાદિ અંગોમા કુશળ છે, તેમના મુખથી આપની કીર્તિનાં વચન શ્રવણ કર્યાં. જે ઉપરથી લખવાનું કે, આપે આ કાર્ય ઘણુંજ ઉત્તમ આરંભ્યું–એમ માંનુછુ. આપ જે પ્રમાણે રાખોછો, તેમાં દીન પર દીન વૃદ્ધિ કરવા માહારી પણ ભલાંમણ છે. આપે એ સંબંધમાં આજ પર્યંત શું શું કર્યું છે? અને શું શું કરવા ઇચ્છો છો? આપને તેમાં કંઇ અગવડો આવી છે કે શુ? હશે તો, તે મારા દ્વારા પુર્ણ થવા સરખી છે કે કેમ? કૃપા કરી માહીતી લખવા તસ્દી લેશો.

**(૫૧) ગુજરાતી** તા. ૧૬-૩-૧૯૦૨. Correspondence.

Poet Dayaram's Memorial.

**To—The Editor of the "Gujarati."**

**Sir,** There remains hardly anything of interest about this famous poet Dayaram, except a few of his poems brought to light by Poet, Narmadashanker Mr. Ichharam, and Rao Saheb Kantavala, and a few of his other admirers. The house in which he

lived, the literary and other materials he used, and the specimen of his hand-writing, are to be found no where. The attention of some of the leading citizens of Ahmedabad was however drawn on 3rd August 1901 when a paper on "Dayaram the poet" was read in the Premabhai Hall of the Gujarat Vernacular society of Ahmedabad, to the fact, that there existed a likeness of the poet, which should, under any circumstance, be procured. There fore a letter signed by Reverend Doctor Taylor, Dr. Joseph Benjamin, Sheth Chinoobhai Madhowlal, R. B. Khooshalrai Sarabhai, R. S. Madhavlal Harilal, Professor Anandshankar Bapoobhai, and several other gentlemen, was addressed to the President of the Gujarat Vernacular Society, for consideration of the Managing Committee. In response to the general wish, they asked for, and obtained the poet's likeness: but it is so very small and old, that it requires to be reproduced in the form of an enlarged portrait: And the Society has no special fund, from which it can meet with necessary expenses. Some kind friends have asked for a subscription list, to be opened. I am glad that this has been done, with promptitude, with a view to provide for the threefold object of perpetuating the memory of our Lyric Poet Dayarambhai. Any sum paid for this cause, will be gratefully acknowledged. The money thus collected, will be employed in paying for the poet's newly prepared likeness, in freely distributing selections from his poems, and in awarding prizes, to excellent reciters of some of those selections, and in other

petty expenses to be incurred at the time of unveiling the poet's likeness, in the Premabhai Hall of the Gujarat Vernacular Society at Ahmedabad.

Ahmedabad. 12th March 1902 } Poet Dayaram's Admirer

(૫૨) **પ્રજાબંધુ** તા. ૨૩-૩-૧૯૦૨

**એમ. એ. ની પરિક્ષાનો ગુજરાતી કોર્સ.**

× × × ૧૯૦૨ ની સાલ સારૂ ગુજરાતીમાં નીચે પ્રમાણે પુસ્તકો ઠરાવવામાં આવ્યાં છે. ( નરસીંહ મેહેતા, સામળભટ, પ્રેમાનંદ, ધીરેભક્ત, વીગેરે કવિઓની કવિતાઓ ઉપરાંત ) **દયારામ.** પ્રાચિન કાવ્યમાળા ભાગ ૨ જો (**રસિકવલ્લભ**) પાના ૧ થી ૧૫૦-પ્રાચીન કાવ્યમાળા ભાગ ૨ જો (**પુષ્ટીપંથ રહસ્ય**) પાંના ૧ થી ૨૬-અને પ્રાચીન કાવ્ય માળા ભાગ. ૨ જો. ( રૂક્ષ્મણી સીમંત ) પાંના ૧ થી ૮ ( તથા અખ્ખો ભક્ત, વલ્લભ, તુલસી, ઉદયરત્ન, કુમુદચંદ્ર, દલપતરામ, નર્મદાશંકર, મહીપતરામ અને નવલરામના ગ્રંથમાંથી અમુક ભાગ.

(૫૩) **ગુજરાતી** તા. ૩૦-૩-૧૯૦૨.

અમદાવાદ તા. ૨૭ મી માર્ચ ૧૯૦૨-**કવિ દયારામ સંબંધી સભા.**-તા. ૧૬-૩-૧૯૦૨ને રવિવારને દિવસે, ખાડીયામાં, હાટકેશ્વર મહાદેવના મંદિરમાં, શેહેરીઓની એક મોટી સભા મળી હતી. મંડપ શ્રોતાજનો અને તરૂણ વિદ્યાર્થીઓથી ભરાઇ ગયો હતો; અને દી. બા. અંબાલાલ સાકરલાલ, શેઠ ચિનુભાઈ માધવલાલ, સાઠોદરા નાગરજ્ઞાતીના વહીવટદાર રાજેશ્રી શંકરલાલ અચરતલાલ, દાકતર મણીરાય, તથા નીલકંઠરાય વીગેરે ઘણા ગૃહસ્થો હાજર હતા. ડભોઈથી આવેલા એક બે નાગર મીત્રોએ હારમોનીયમ સાથે કવિ દયારામની કેટલીક કવિતાઓ યથાશક્તિ ઠીક ગાઈ બતાવી હતી. પછી ડભોઇ એંગ્લોવરનાકયુલર સ્કુલના માસ્તર મી. હીમતલાલે ઘણાજ યોગ્ય શબ્દોમાં કવિ દયારામ અને પ્રેમ ભક્તિનું સ્પષ્ટિકરણ કરી બતાવી સભાજનોનો, તથા કવિતા ગાઇબતાવનાર, નાગર મિત્રોનો ઉપકાર માન્યો હતો. તેને અનુમોદન આપ્યા બાદ, રા. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ તા. ૧૧-૩-૧૯૦૨ના “ અખબારે સોદાગર ”માંથી “ દયારામ મેમોરીયલ ફંડ ”ને લગતા બે આરટીકલો વાંચી બતાવી કહ્યું હતું કે, નાચ, ગાન, અને નાટકો જોવામાં પૈસા ઉડાવવા, તથા સરકાર પાસેથી

માનચાંન લેવામાં ઘોતાળ થવું, તે કરતાં સ્વદેશાભિમાની થઈ, આવા કામમાં થોડીઘણી પણ મદદ કરવી—એ આખા ગુજરાતની ફરજ છે. અમદાવાદમાંથી આ ફંડમાં અત્યાર સુધી રૂ ૭૦ જ ભરાયા છે. તે ઘણી ઓછી રકમ છે, એ વાત ખરી; પણ ગુજરાતનાં બીજાં શહેરોના મુકાબલે અમદાવાદને ધન્યવાદ આપવો ઘટે છે. કવિ દયારામ આખા ગુજરાતના કવિ હતા. તેથી તેમની કદર એકલા અમદાવાદેજ નહીં, પણ આખા ગુજરાતે કરવાની છે. આશા છે કે, એ કામમાં સૌ મદદ કરશે. આ વેળા શેઠ ચીનુભાઇ માધવલાલે રૂ. ૨૫ સદરહુ ફંડમા ભરવાનો ઉદારતા જણાવી હતી. તેમજ બીજા બે ત્રણ ગૃહસ્થોએ પણ, થોડી રકમ ભરી હતી.

**( ૫૪ ) પ્રજાબંધુ** તા. ૬-૪-૧૯૦૨

**દયારામ અને હાફેઝ**—આ પુસ્તકના સ્વીકાર અમોએ પ્રથમ કરેલો છે. દયારામ કવિનુ નામ ગુજરાતી વાંચક વર્ગમાં સારી પેઠે જાણીતું છે. તેમની સંસ્કારી કવિતાની મનોહરતા પ્રાચીન ગુજરાતી કવિયોમાં પ્રથમ પદે છે, એટલુંજ નહીં, પણ બાલ, વૃદ્ધ સહુ, ઘણાજ પ્રેમથી પ્રત્યેક પ્રસંગે આ કવિતા ગાય છે. જેમ અમરૂ અને જયદેવની કવિતાઓની બરો-બરી કરી શકે, તેવુ સંસ્કૃતમાં બીજું લખાંણ નથી, એમ કહેવાય છે, તેમ દયારામની કેટલીક કવિતાની બરોબરી કરે. તેવી કવિતા ગુજરાતીમાં નથી. આ પ્રેમમસ્ત કવિની કવિતા, પ્રેમમાં મસ્ત બનેલા દરેક વર્ગને સ્વાભાવિક રીતે પ્રિય લાગેછે. આવીજ રીતે કવિતા લખનાર ફારસી કવિ હાફેઝ છે. એની કવિતા પણ પ્રેમમસ્ત છે. પ્રેમશાસ્ત્રના આ પ્રવિણ કવિયો, પ્રેમ મસ્તીમાં જે જે લખી ગયા છે, તેની સરખામણી ગુજરાતી અને ફારસી ભાષાના વિદ્વાન મી૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરી છે; અને બેઉ કવિની કવિતામાં પ્રેમભક્તિને માટે કેવું લખાંણ છે, તે બતાવી આપ્યું છે. આ પુસ્તક નાંનુ પણ દરેક નવા કવિયોને મનન કરવા જેવું છે. **પ્રેમ મસ્ત કવિતામાં ઇશ્વર ભક્તિનો જે ગૂઢ આશય રાખીને આ બેઉ સમર્થ કવિઓએ** કવિતા લખી છે, તે વાસ્તવિક છતાં તેને માટે લોકોમાં જે ખોટા વિચારોએ ઘર કર્યું છે, તે જ્યાં સુધી આવી કવિતાઓ ઉપર ઘણીજ ઉત્તમ પ્રકારે ટીકા થઇને બહાર પડે નહીં, ત્યાંસુધી તેની વિરૂદ્ધના વિચારો દુર થશે કે નહીં, તે કહી શકાય નહીં. પણ જે વિદ્વાનવર્ગ કવિતાનું રહસ્ય સમજે છે, તે તો એવા વિરૂદ્ધ વિચારને મળતા થશે નહીં. જો મિ૦ ઝવેરી, આહાવી કવિતાઓનો એક સારો સંગ્રહ

સટિક છપાવી, ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કરશે, તો તે ઘણોજ ઉપયોગી થશે.

(૫૫) ડભોઈ તા. ૨૦-૪-૧૯૦૨

પ્રિયબંધુને ભગવત્ સ્મરણ કરી લખવાનું કે, પર્મભગવદી દયારામભાઇનાં જીવનચરિત્ર, આધુનિક સુધારાવાળા તરફથી, કેટલીક મનકલ્પિત રચના, યુક્તી પ્રયુક્તીએ દોષાસ્પદપણાનાં બહાર પડેલાં છે, જેથી ડભોઈ ચાણોદ, વડોદરા, વિગેરેની વૈષ્ણવ મંડળી, કે જેમને દયારામભાઈના પુર્ણ પણે પ્રસંગ પડેલ, અને તેવા પ્રસંગ કરેલા ભક્તના મુખથી, કર્ણોપકર્ણ નહીં, પણ સાક્ષાત, પ્રત્યક્ષ, વાતચીત થયેલી, એવા સુજ્ઞ સદ્દ્વિજના અનેકનાં મન અતીશય દુ:ખી થયા છે, થાય છે. ને થશે. આશા છે કે, આપ તે બાબત યોગ્ય સુધારો કરી, પૂરી માહીતી આ તરફથી મેળવી, જીવનચરીત્ર બાહાર પાડના અગાઉ, પ્રુફ જોવા સારૂ મોકલવા તસ્દી લેશો, તો આપનો આભારી થઈશ. અપ્રસિધ્ધ ગ્રંથો તેમજ ફુટકળ કાવ્ય પણ પુષ્કળ છે. પરંતુ મ્હારી પાસે હાલ જેટલાં છે, તે આપ આ તરફ પધારશો, તો આપને દેખાડીશ. એમના હસ્તાક્ષરનું પુસ્તક પણ મારી પાસે છે. પોતાના પ્રત્યક્ષ વપરાશની ચીજ મારી પાસે નથી. પણ મ્હારા આપ્તવર્ગની પાસે છે. એમના વખતની અસલ જગો, મુળ સ્થિતીની નથી પણ ફેરફાર વાળી છે. × × × આપ જેજે કરવા ઇચ્છો, તે ખસુસ પત્રથી મને જણાવશો. તસ્દી માફ કરશો

(સહી) છોટાલાલ ગીરજાશંકર.

(૫૬) Nadiad. 20-4-1902.

Dear Sir,

I am glad, you are doing something, in memory of our Dayaram. × × × ×

(sd.) Govardhanram M. Tripathi.

(૫૭) હિતેચ્છુ તા. ૧-૫-૧૯૦૨ કવિદયારામ સ્મારક ફંડની યાદી.

| | | | |
|---|---|---|---|
| રા. સા. નર્મદાશંકર દેવશંકર રૂ. | ૫ | રા. રા. મનસુખરામ સુર્યરામ ત્રિપાઠી રૂ | ૫ |
| રા. બા. લાલશંકર ઉમીઆશંકર | ૫ | દી. બા. અંબાલાલ સાકરલાલ. | ૫ |
| રા. બા. ખુશાલરાય સરાભાઈ | ૫ | શેઠ. બેહેરામશા દીનશાજી દલાલ. | ૫ |
| શેઠ. અમરતલાલ દામોદરદાસ. | ૫ | શેઠ. ગોવીંદ પરશોતમ. | ૨ |
| રા. રા. ગોવિંદલાલ બાલાજી. | ૪ | રા. રા. હરીલાલ કે. દેસાઈ. | ૧ |
| રા.રા. રમણભાઇ મહિપતરામ. | ૨ | રા. રા. છોટાલાલ શેવકરામ. | ૫ |

| | | | |
|---|---|---|---|
| રા. બા. ત્ર્યંબકરાય વરજરાય. | ૫ | રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. | ૧૫ |
| શેઠ. હીરાલાલ ત્રીકમલાલ. | ૫ | રા. સા. માધવલાલ હરીલાલ દેસાઈ. | ૫ |
| રા. રા. ગણેશ ગોપાળ પંડીત. | ૧ | શેઠ. ચિનુભાઇ માધવલાલ. | ૨૫ |
| મીસ. માણેકબાઇ દાદાબાઇ. | ૧ | રા. બા. મોતીલાલ લાલભાઇ. | ૧૫ |
| વૈદ્ય. બાપાલાલ હરીશંકર. | ૨ | શેઠ. ગિરધરદાસ હારવલ્લભ. | ૫ |
| | | | ૧૨૮ |

ઉપરની યાદી અમને રા૦ **ભોળાનાથ** બાપાલાલ કંથારીઆએ મોકલતાં પોતે **છલકાઇ ગયેલા જણાય છે.** પરંતુ આ ટીપ પરથી જણાશે કે, એમાં લગભગ રૂ. ૭૦) સાત સાઠોદરા ગ્રહસ્થોએ ભર્યા છે, અને બાકીની જુજ જુજ રકમ બીજી નાતના ૧૩ ગૃહસ્થોએ ભરી છે. ત્યારે આટલી બધી ૧૨૮ ની રકમ ભરાઇ છે. એજ **એમના વહાલા કવી દયારામ** નો પ્રજાનો પ્યાર, ચાર માસની મોટી મેહેનતે બહાર આવ્યો છે. પ્રજાની નીતિ રીતિમાં સુધારો વધારો કરનાર ×દયારામના ફંડ આગળ. **આ કંગાલ ફંડની સરખામણી** કર્યા પછીજ ફુલઈ જાય, તો સારૂ. અમને દયારામની સારી અને ખોટી કવીતા જુદા પલ્લામાં ભરી તોલ કરવાનું એ ભાઈ સુચવે છે. તો અમો એટલુંજ જણાવીશું કે, આખા શોભીતા શરીરમાં ચણા જેવડા નાક વગરની કાંઈ કિંમત નથી. ને સારી કવિતા ઢગલા બંધ હોય, પણ પ્રજાને અનીતીના ખાડામાં ધકેલે એવી થોડી કવીના, બધાનો તિરસ્કાર કરાવેછે. તેનો વિચાર કરવો.

એડીટર.

**( ૫૮ )** **પ્રજાબંધુ** તા. ૪-૫-૧૯૦૨ **ચર્ચાપત્ર.**

મેહેરબાન " પ્રજાબંધુ " પેપરના એડિટર સાહેબ.

વિનંતી કે, આજે " હીતેચ્છુ " માં " કવિ દયારામ સ્મારક ફંડ "ની યાદી છપાયેલી જોવામાં આવી છે; પણ તે સાથેનો મ્હારો પત્ર પ્રસિધ્ધ થયો નથી. અને તે શિવાય લોકોની જાણમાં તેમના વિઘ્નસંતોષી સ્વભાવનો ખ્યાલ આવી શકતો નથી. માટે નીચેનો પત્ર, મેહેરબાની કરી પ્રગટ કરશો. અમદાવાદ. તા. ૧-૫-૧૯૦૨ **લી૦ ભોળાનાથ બાપાલાલ.**

મેહેરબાન " હિતેચ્છુ " પેપરના એડીટર સાહેબ.

× ( ભુલ છે. દલપતરામ જોઇએ )

**કવિ દયારામ સ્મારક ફંડની** યાદી આ સાથે મોકલી છે. તે તથા આ પત્ર, આપના પેપરમાં પ્રસિધ્ધ કરી આભારી કરશો. એ ઉપરથી વિદિત થશે કે, તા. ૫-૯-૧૯૦૧ ના **હીતેચ્છુમાં આપ લખો છો કે,** "એ માટે એક જાહેર ઉઘરાણું કરશે તો, અમે ખુશીથી તેમાં તેમના ભક્તોએ ભરેલી રકમના પ્રમાણમાં યથાશ્રધ્ધા યોગ્ય વિચાર કરીશું." આ વાક્યનો વિચાર કરવો હોય, તો સમય છે. **દયારામ કવિની કવિતા આપને રૂચિકર નહીં હશે, પણ તે** કારણસર આપ આપના ઉપર લખેલા શબ્દોને માન નહીં આપો, એમ મને આશા છે કે બનશેજ નહીં.

બન્ને પક્ષની વાતો ધ્યાનમાં લઈ, છોકરમતના ન્યાયે, કદાચ દયારામ કાવ્યસંગ્રહનાં પાનાં છુટાં કરી, એક ત્રાજવામાં તેમની સઘળી ખરાબ શૃંગારી કવિતાઓ, અને બીજામાં તેમની બીજી બધી સારી કવિતાઓ મુકી, તોલ કરીએ, તોપણ **મ્હોં કટાણું કરવાનું** કાંઈ **પ્રયોજન** રહેતું **નથી.**

દયારામ કવિ સ્વદેશી હતા, સારૂ લખી જાણતા હતા, તેમની સારી કવિતાઓ સરકારે મેહેરબાની કરી **M. A.** ની પરીક્ષામાં દાખલ કરી છે, કાળીદાસથી માંડીને સઘળા કવિઓએ શૃંગાર તરફ છેકજ આંખ મીંચેલી જણાતી નથી. સંસારમા ખરા સુધરેલા ગણાવું હોય તો, સર્વ વાતમાંથી સારગ્રહણ કરવાનીજ વૃત્તી રાખવી, બુલબુલ પક્ષીના પ્રાત:ગાનથી રીઝવું, પણ કોઈ મહાત્માના મૃત દેહના કોહાણ ભરેલા ભાગમાં ચાંચ મારી રાજી ન થવું-એ વિગેરે વિચારો લક્ષમાં લેતાં, આપના મતને ટેકો મળી શકતો નથી. શેકશપીયરના સખત શબ્દોમાં કહીયે તો, જેમ સીઝર પોતાના મીત્ર બ્રુટસને કટાર સાથે મારવા આવતો જોઇ સખેદાશ્ચર્ય સાથે બોલ્યો હતો કે-"**અને બ્રુટસ! તું પણ...!!** તેજ પ્રમાણે દયારામ કવિ આપના કટાક્ષ કથનથી-હયાત હોય તો-ચમકી ઉઠે, એમાં નવાઈ નથી.

કવિદયારામની છબીના સંબંધમાં ગુ૦ વ૦ સો૦ ના ફંડની થેલીની દોરી ખૂબ ખેંચી પકડી, જે દેશસેવા બજાવ્યાનું આપ અભિમાન ધરાવો છો, તેના કરતાં એક સારા ગુજરાતી **કવિના કીર્તિરથને** ખાળી રાખી, ખુશી થવાને બદલે, **મનબળે**× મદદ આપી વખણાઓ, તે વધારે સારી વાત છે. આશા છે કે, આ લખાણનો સવળો અર્થ, આપને યથાશ્રધ્ધા સહાય આપવા સુચવશે. અમદાવાદ તા. ૨૮-૪-૧૯૦૨

**લી૦ ભોળાનાથ બાપાલાલ.**

---

× દ્વી અર્થી—૧ મન બળવડે, અને ૨ બળતા મને.

(૫૯) "ગુજરાતીપંચ" તા. ૫ મે સને ૧૯૦૨

Correspondence.

Poet Dayaram, the Byron of Gujarat.

(Reply to the Hitechhu.)

To,

The Editor, Gujarati Punch.

Sir,

A hundred years ago, Poet Dayaram, the Byron of Gujarat, lived amongst us. In his "Advice to the wise" he says:—

' ખરી મેહેનતનું દ્રવ્ય જોડીયે, નીચ નજર ના કરીયેજી;
પાછળથી પસ્તાવો ઉપજે, હાંસીથી તો ડરીયે. શીક્ષા શાંણાને૦—
તન, મન, વસન, સુવિમળ રાખીયે, આળસ ક્રોધ ન કરવોજી;
પરદુખ દેખી પ્રસન્ન ન થાવું, પાખંડ ધર્મ ન ધરવો. શીક્ષા૦—
મોટા જનની અદબ રાખવી, બાળને શીક્ષા દેવીજી;
ગુરૂજન સેવા, દયા દીનસું, સ્ત્રીને વશ કરી લેવી. શીક્ષા૦—"

And so on. His Lessons from "Lives of Great men" are also worth reading. He therein advises us, as under:-

"મોહોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરીએ;
તે કરે ચાહાય તે કામ, આપણ તો મરીએ.
પરનારી ક્રીડા કરી કૃષ્ને, તેતો આપણે થાયરે,
ઉર્ધ્વ રેત અગની પીવો, ગોવરધન કેમ ધરાય?
કૃતી રીતે કરીયે. મોહોટાનું વચન૦—" etc., etc., etc.

His poems—

૧ જે કોઇ પ્રેમિઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે,... ... ...
૨ વાંકુ માં જોશો વરણાગિયા ... ... ... ... ... ... ...
૩ નિશ્ચેના મેહેલમાં વસે મારો વ્હાલમો ... ... ... ... ...
૪ વૈશ્નવ નથી થયો તું રે, શિદ ગૂમાનમાં ઘૂમે ... ... ... ...
૫ મનજી મુસાફરરે, ચાલો નીજ દેશ ભણી ... ... ... ... ...

His રસિક વલ્લભ, and the hundreds and thousands of his other nice pieces, such as ભક્તિપોષણ, લોચન મનનો ઝઘડો, મનમતિ સંવાદ, ગિતા મહાત્મ્ય, સતસૈયા, વિનય બત્રીસી, ભક્તવેલ, અપરાધ ક્ષમા સ્તોત્ર &c, &c, are, if torn out from his poetical collections,-quite enough, to outweigh the two three, wretched silly selections, so persistently pointed out to the public, by the Editor of the Hitechhu ( vide issues dated 22-8-1901 and 27-2-1902, to nothing but seriously wound the reputation of a dead great man of his own native land.

We owe a deep debt of gratitude to our good Government, for the kind way, in which they have condescended to show respect, to the memory of this, one of the best, Gujarati poets, by sanctioning the very best selections from his works for the M. A. course. No little praise is due again, to those, who have brought about this desired reform in our university curriculum. A little attention to this fact, will very surely convince " the Voice Within, " of the Editor of the Hitechhu, that it is much better to be a lark in the morning. What can a poor hearted soul say in self defence ? Hitechhu's deep cut on Dayaram, is indeed horrible. The attempt of Mr. Bholanath Bapalal Kantharia, supported by almost all the leading citizens of Gujarat, and the respectable vernacular papers of the Province, to revive the memory of a past great man of Gujarat, in showing out the best part of his life-work, in securing his portrait for the Gujarat Vernacular Society at Ahmedabad, and in sending round a voice, hand, and heart, for such

a memorial, is,-let Hitechhu say what it likes,- not as mean in itself, as the Editor's attempt to intervene a good cause. He may succeed in holding tight, the strings of the Gujarat Vernacular Society fund bag, but it will be considered perfectly out of place, in trying to produce repulsion instead of cohesion, in a good cause like this. Much better for him it is, to fulfill his promise of paying his personal contribution to "Dayaram Memorial Fund" as put down in the last four lines on page 4 of Hitechhu dated 2-9-1901 ( "એ માટે એક જાહેર ઉપર ણું કરશે, તો અમે ખુશીથી તેમાં તેમના ભકતોએ ભરેલી રકમના પ્રમાણમાં, યથ શ્રદ્ધા યોગ્ય વિચાર કરીશું" ) now that the scheme is carried on, as he desires.

Ahmedabad. Yours &tc.

Read this, if you please.

( ૬૦ ) **વડોદરા.** તા. ૧૦ મે ૧૯૦૨

રા. રા જગન્નાથ રણછોડદાસ.

× × × ભાઈ ભોળાનાથનો પત્ર આવ્યો છે તેમની યોજના સારી છે, ને મદદને પાત્ર છે, એમાં શક નથી.

**( સહી ) હરગોવિંદદાસ દ્વારકાદાસ. કાંટાવાળા.**

**(૬૧) ગુજરાતી તારીખ ૧૧-૫-૧૯૦૨**

**કવિ દયારામ મેમેરિયલ** ફંડ—આ ફંડમાં એકંદરે રૂ ૧૩૦ ) ભરાઇ ચુકયા છે. તે માટે જે સ્વદેશાભિમાની સદગૃહસ્થોએ આશ્રય આપ્યો છે. તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માંનવામાં આવે છે. એ ફંડની વ્યવસ્થા ઘણીજ કાળજીથી કરવામાં આવશે. આવા એક સ્વદેશી મહાન કવિની કદર કરવામાં **તેમના નામસ્મરણને** **અળે તે પુષ્પોથી વધાવી લેવા**માં. **અ**મદાવાદ, **નડીયાદ**, ડભોઈ, **અને** ચાંણેદના જ્ઞાતિબંધુ **સમસ્ત તરફથી**, ને કાઠીયાવાડ, ડોકર, સુરત, ભરૂચ ને મુંબઇ જેવાં શેહેરોના **અગ્રેસર** મંડળ **તરફ**થી કાંઇજ થઇ શકતું નથી, તે માટે દિલગીરી બતાવી, જણાવવામાં **આવે**

છે કે, હજુપણ જે સદગૃહસ્થોની ઇચ્છા હોય, તેમણે પોતાનો હિસ્સો મોકલી આપવો.

(૬૨) **શરતગોફતાર તથા સત્ય પ્રકાશ** તા. ૧૧-૫-૧૯૦૨

**દયારામ અને હાફેઝ**-× × × હાફેઝની ગઝલો જ્યાં જ્યાં ફારસી ભાષા વપરાય છે, ત્યાં ત્યાં, આજ સુધી બહુ વખણાતી આવી છે-તો જો કે એ શાયરને આજ ૪૫૦) વર્ષ થઇ ગયા છે. **હાફેઝની શેએરો શ્રૃંગારથી ભરપુર છે.** અને તેટલા માટે તેનાં કાવ્ય ઉપર, આગળ એવો દોષ મુકાતો હતો કે, તે એશ્ક અથવા મોહોબતની બાબતોથી ભરપુર છે. પણ હાફેઝ એક સુફી હતો; અને એ પંથવાળાઓ દુનીયાંની માયા તરફ ઘણા ઢળેલા મનાતા નથી. એટલા માટે આ શાયેરની ગઝલોને એશ્કથી ભરપુર કબુલ રાખવા છતાં, તેના બચાવમાં એવી દલીલ લાવવામા આવે છે, કે તે "એશ્કે મિજાજી" (દુનીયાઇ મોહોબત,)ની નહીં, પણ "એશ્ક હકીકી" (ખોદાઇ મોહોબત)થી ભરેલી છે. **દયારામ કવિ ગઈ સદીમાં થઇ ગયા** છે. અને ૧૮૫૦ ઇસ્વી સુધી તે હયાત હતા. માટે તે આજના ગુજરાતી કવિ માની શકાશે. તેમનાં ઘણાં કાવ્ય છે. જેમનાં ચોક્કસ, **શૃંગારથી ભરેલાં છે.** તેથી તેમની એ રસથી ભરપુર ગરબીઓને સ્વચ્છંદી અને દુનીયાથી પ્રેમવાળી ગણવામાં આવે છે. તેમનો જન્મ વડોદરા તાબાના ×ડભોઇ ગામમાં થયો હતો. જ્યાંની અને જેની આસપાસના ગામોના હિંદુ સ્ત્રીઓ માટે લખનારા અહીંસુધી લખી ગયા છે કે, તેઓ વિશેષ સ્વચ્છંદી હોઈ, તેમનામા કટલોક દુરાચાર ચાલેછે. વળી **"કવિ પોતે આડે માર્ગે ગયેલા"-એવા પણ** કેટલાક **દાખલા અપાયા છે.** તે પોતે ફાંકડા, મધુર કંઠના, અને સરસ ગાનારા હતા. જે ઉપરથી એક લેખક જણાવે છે કે, "એમનામાં કેટલાએક ગુણોજ એવા હતા, કે જેથી બાળાઓનું ચિત્ત ચોરાય, મોહ પામે, અને સ્હેજમાં વશ થઇ જાય." આમ હોવાથી, કૃષ્ણ અને ગોપીઓ વિશેની તેમણે જે ગરબીઓ બનાવી છે, તેને માટે તેમના ઉપર એવોજ દોષ મુકાય છે કે, તેમણે ખાનખા પોતાના પ્રેમી જીવનને અનુસારેજ તે લખી છે. એ ગરબીઓના મી. ઝવેરીએ સંખ્યાબંધ દાખલા આપ્યા છે. અને સાથેસાથે તેમની **આ** પ્રેમયુક્ત **ગરબીઓને હાફેઝની ગઝલો સાથે** સરખામણીમાં મુકવા માટે, તેની કેટલીક ગઝલોના નમુના પણ ઉતારી લીધા **છે.** પણ એ સઘળું કરવા છતાં, મી. **ઝવેરીના ભાષણનો ઉદ્દેશ,** કાંઇ દયારામનાં અને હાફેઝનાં મધુર કાવ્યોને તેમના ઉપર

---

× **ડભોઈમાં નહીં, પણ ચાંદોદમાં.**

વાંક મૂકાય છે, તેવાં દોષિત સિદ્ધ કરવાનો નથી. તેમનો હેતુ તો, આ બંને નામીચા કવીઓનાં શૃંગારરસિક કાવ્યોને "એશ્કે હકીકી" યાને ખોદાઇ મોહોબ્બતવાળાં સાબેત કરવાનો છે. **હાફેઝ એક સૂફી શાયર હતો.** એતો સર્વને રોશન છે. **તેમજ દયારામ** વલ્લભી, વૈષ્ણવ સંપ્રદાયના ભાવિક હતા; અને એ સંપ્રદાયનોજ કડણમાં કડણ તે **સખ્તમાં સખ્ત નેક, મરજાદી પણાનો**–તે એમણે ગ્રહણ કર્યો હતો"–એમ **જણાવીને મી. ઝવેરી આ મધુર કવિનાં** ઉપલાં કાવ્યનો **બચાવ કરે છે.** કૃષ્ણલીલા ગાવા અને સાંભળવાને વૈષ્ણવો મોટુ પુણ્ય ગણેછે, અને એ લીલાનાં ઘણાં પ્રકરણો ઉપર, ઘણા ગુજરાતી કવીઓ, પોતાની કવિત્વશક્તિ ચલાવી ગયા છે. જેમકે જે જમાનામાં હાફેઝ થઈ ગયો, તેજ જમાનામાં થઈ ગયેલો, અને પેહેલો ગણાતો ગુર્જર કવિ નરસિંહ મ્હેતો, પણ "બાળલીલા" અને શૃંગારના સંખ્યાબંધ પદો લખી ગયોછે. વળી પ્રેમાનંદકવિએ "દાણલીલા" નામનું કાવ્ય એજ બાબતમાં રચેલુ છે. કવિ ભાલણ "ગોપી ગોવીંદનો સંવાદ" લખી ગયો છે. અને એજ રસ્તે બીજા અનેક કવિઓ ચાલ્યા બાદ, **દયારામે પણ, તેવોજ રસ્તો હાથ ધર્યો છે.** ત્યારે તેમનાજ આ કાવ્યને વખોડી કાહાડવામાં ન્યાય ગણાશે નહીં. મી. ઝવેરી તેના બચાવમાં લખેછે કે, "વૈષ્ણવ ધર્મના એક દ્રઢ ઉપાસક તરીકે, એમના મન પર જે જે અસરો થઈ હતી, તે તે એમની કવિતામાં સ્ફુરી નીકળી: અને તે સ્ફુરી નીકળતાં. તેમણે શૃંગારરસનો માર્ગ સ્વિકાર્યો.

વળી એક બીજી વાત ધ્યાનમાં લેવાની છે. દયારામ આહાવી ગરબીઓ રચતા, તથા "શ્રીનાથજીમાં, યા ડાકોરમાં શ્રી રણછોડરાય સમક્ષ તે કવિતાઓ નરઘાં સારંગીના તાલસુરસાથે લોકોને ગાઇ બતાવવી, તથા ઠાકોરજીને પ્રસન્ન કરવા–તેમાં તે વધારે પુણ્ય સમઝતા હતા. પણ એ સઘળુ છતાં–" **એ પોતે ચુસ્ત વૈષ્ણવ હતા.** તોપણ એમને મહારાજોની થોડીજ દરકાર હતી. કારણ, એમણે એ ધર્મ માત્ર કૃષ્ણભક્તિને લીધેજ ગ્રહણ કરેલો" હતો. મી. ઝવેરી આ સઘળાં પછી એજ છેવટ ઉપર આવે છે કે, **દયારામનો ભક્તિમાગ, તે હાફેઝનો સૂફીમત છે,** અને સુફીમત "ભક્તિ માર્ગ જેવોજ, બલ્કે ભકિત માર્ગજ છે" **સૂફી શાસ્ત્ર મુજબ ખોદા તે માશુક છે, શરાબ તે ભકતી છે, અને ચુસ્ત ભકત તે આશક છે. દયારામે** પોતાના ભક્તિમાર્ગના નાંયક તરીકે **કૃષ્ણને** લઇ, **ભક્તિને ગોપી તરીકે વર્ણવી છે.** ખરેખર. કૃષ્ણની રાસલીલા

ઉપરાંત, દયારામે નીતિ ભક્તિ વીશે કાંઈ થોડી કવિતા લખી નથી. તેમજ નરસિંહ મેહેતા આદી અનેક કવીઓ પણ લખી ગયા છે. ત્યારે શું નરસિંહ મેહેતો પણ વિષયી લખનાર હતો? **જે કવિઓ વિષયી હોય, તેઓ નીતમાન હોય નહીં**, અને જેઓ વિષયી કાવ્યનો શોખ રાખે તેઓ ઇશ્વરીકાવ્ય લખે નહીં.

( ૬૩ ) **ડભોઇ** તા.-૧૩-૫-૧૯૦૨

**રા. રા. ભોળાનાથભાઇ**—જેજે પ્રયાસ લીધો છે, લ્યો છો, અને લેશો–તે બદલ હું આપનો અંતઃકરણ પૂર્વક આભાર માનુછું. સુર્યનારાયણ છાબડે ઢાંકયાથી આચ્છાદન થતા નથી **એમની કીર્તિ જગજાહેર છે.** સ્મારક ફંડમાં ભેગી થનાર રકમની શી વ્યવસ્થા થશે ? આ ફંડથી તેમની પ્રત્યે સદ ભાવનું ચિન્હદર્શન થશે. હું લાયકી મેળવવા લખતો નથી, પણ દયારામભાઇની પશ્ચાત સેવામાં લાભ લેવા ઇચ્છુ છું. (આ કાગળ જોશી નાથાશંકર ગીરજાશંકરનો લખેલો છે.)

(૬૪) **હિતેચ્છુ**, તારીખ ૧૫-૫ ૧૯૦૨

**ચર્ચાપત્ર**—કવિ દયારામ અને તેના ભક્તો.

અધિપતિ સાહેબ—કવિ દયારામના કહેવાતા ભકતો, ઉપરથી પોતાને તેના ભકતો બતાવે તો ભલે, પણ તેમણે ખરીરીતે તેના શતરૂની ગરજ સારી છે, એમ હું કહું, તો ખોટું નથી, હું હમેશાં કેટલાક લખનારની રીત ભાત જાણતો હોવાથી કહુ છું કે, જેઓ અમુકના ખરેખરા દુશ્મન હોય છે, તેઓ પ્રથમ તેની તરફણમાં વ્યાજબી કે ગેરવ્યાજબી ન જોતાં લખે છે. આથી જાહેરલેખકો, કે જેમની ફરજ છે તેવા, ખોટી રીતે પ્રજા ભુલાવો ન ખાય તેને સારૂ, ખરી બીના સ્પષ્ટરીતે અભીપ્રાય તરીકે જણાવેછે. એટલાથી તે મુળનો હિતશતરૂ સંતોષ ન પામતાં, ફરીથી વળી ભાગુતુટુ તરફેણનું જણાવે છે. એટલે સત્યવાદીઓ તેનો પાછો ખુલાસો કરે છે. એમ વારંવાર, જેને મુળ લખનારે ફજેત કરવો ધાર્યો હોય, તે આનંદ પામી મનમાં મલકાય છે.

અગાઉ મરહુમ રા. સા. મહીપતરામના હિત શતરૂઓએ પણ, તેઓ વિલાયત જઇ આવ્યા તે વખતે, એવોજ વેશ ભજવ્યો હતો. તેમ્હને સારીરીતે યાદ છે. એકે પ્રાયશ્ચિત કરાવવાનું કહેનાર બ્રાહ્મણોને સારી રીતે ગાળો દીધી એટલે બ્રાહ્મણો વધારે જોસપર ચઢયા; અને હઠ પકડી.

બેઠા. આજ મુજબ હાલમાં કવી દયારામની કવીતામાંથી જેને જે ગમતી હતી તે ચડાતુ હતું. કેટલાક શૃંગારના રસીકો તે કવિતા ગાતા હતા. કેટલાક બીજી "શીક્ષા શાણાં!" એવી પોતાને રૂચતી કવિતા ગાતા હતા. પરંતુ એકંદરે અવિદ્વાન વગના, હલકી વૃતિના, તેની શૃંગારની કવીતા ઘણા ગાતા; અને તેમાં તેઓ આનંદ માનતા. તેમજ કેટલાક પુષ્ટી-પંથના મહારાજો પોતાપાસે શૃંગારની કવીતા સ્ત્રીઓ પાસે ગવરાવી આનંદ માંનતા, અને માને પણ છે, પરંતુ તે બાબત હાલમાં છાપાવાળાને કાંઇ પંચાત નથી. એ સંબંધમાં **મહારાજ લાઇબલકેસમાં પડેલી જુબાની વખતે ચરચા થઇ** હતી, તે પછી અજ્ઞાનો મહારાજનાં તેવાં કૃત્યો જાંણવા છતાં, મહરાજોના તે વિચારને નહીં ધિકારતાં, ત્યાં પોતાના **અકલ્યાંણને કલ્યાંણ સમજી**, મરી મથતા ચાલુજ રહ્યા. તેથી તે ચરચા બંધ પડી હતી. પણ થોડા વખત ઉપર, તમારા ત્યાંના કેટલાક કાબેલ, જેઓ જાંણે વીણે નહી, તેમની સહીઓ તણાવી; અને કેટલાકને તે **પોતાનો નાતીલા છે એમ સમજાવી**, તેની છબીના ખરચ સોસા ટીએ આપવો-એવી માગણી કરાવી. જે સામે તમે વ્યાજબી વાંધો ઉઠાવ્યો. તેથી બિચારા **પેલા ઉછળતા કંથારીઆની કથા સથરવથર થવાથી, તેને હાડોહાડ લાગી ગયું.** અને તેમ થાય તમાં નવાઇ પણ નહીં. તે બી. ચ.ર. રેછના જવાંન હાથમાં લીધેલુ કામ પડી ભાગ્યું. અને વરોઘર ભીખ માગવા જેવું તેમને થઇ પડ્યું એ તેમને કેમ ન લાગે? તેથી તેઓ તમારા પર ઉતરી પડે, તેમાં નવાઇ પણ શી? પરંતુ તેના તેવા કામથી તમે **દયારામની ખરી ખુબી લોકોઆગળ ખડી કરી.** જેથી તે પક્ષના લોકોને તમારા પર હાડોહાડ લાગી ગઇછે. પણ તમના તેવા કામથી બિચારા મરહુમ દયારામના હાડ સ્વરગમાં ધરૂજવા જેવું થયુંછે અને જો તેનું ચાલે તો ઉપરથી આવી, તેમના જે મિત્રોનું ડોળ ઘાલી તેના ખરા શત્રુનુ કામ સારે છે, તેમને પગે લાગીને કહે કે, **હવે તમે ચુપ મરો.** અને હું જેવો છું તેવો, હવે તે બીજા પાસે જાંણીજોઇ ઉઘાડો કરાવી, તમે મનમા જે રાજી થઇ મને **સ્વરગમાં જંપીને એ .વ દેતા નથી, તે સારૂ કરતા નથી.** જીવતાં તો હું મારે ગમે તેમ ચાલ્યા, અને મહાલ્યો, મેં ગાયુ, ગવરાવ્યુ કે ગમે તેમ કર્યું; પણ મારા મુવા પછી આગળ **રા. સા. હરગોવનદાસે મારે માટે ઢંકાએલી ચાદર ખશેડી નાખી હતી,** (આ તદ્દન ખોટું છે. તેમણેતો કવિશ્રીના વખાણ કરેલા છે) તે પાછી હાલમાં તમે, તેનાં ચીંથરાં તણાવી નંખાવી, મને ખુલ્લો કરાવ્યા છો, એ તમારા

જેવા નાતીલાને **શોભતું નથી.** એ પ્રમાણે હું ધારૂં છું કે, એ લેખક "પડયા પણ તંગડી ઉચી કરનાર" માઆ જેવા, **મનમાં તો સમજતાજ હોવા જોઇએ** પણ હવે કહે શું ? **મોંએ તમાચા મારી એ લલ રાખવા જય છે.** જે વાચનારી ડાહ પ્રજા સારી રીતે સમજે છે, એજ બસ છે. એમ સમજી તેઓ ચૂપ રેહશે, તો મરનાર દયારામને માટે હવે તેઆ ચૂંથણાં નહીં ચૂંથાવવા ઉપકારી થશે. પછી જેવી તેમની ઇચ્છા.

લી. **એક રેવાંજીનો ગોર.***

**(૬૫) ભુજ** તા ૧૮–૫–૧૯૦૨

રા. પરમ સ્નેહી ભાઈ ભોળાનાથ.

મુ. શ્રી. રણછોડભાઈએ કવિશ્રી દયારામજીના ફંડમાં પોતા તરફથી રૂ ૫) પાંચ ભરવા ફરમાવ્યું છે; તથા પ્રસંગ આવ્યે, ખુ૦ શ્રી. હજુર સાહેબન તે સંબંધમાં વાત થશે, એમ કહેતા હતા. × × ×

લી. **જમીઅતરામ રામેશ્વર જોશીના યથાયોગ્ય.**

**(૬૬) ગુજરાતી પંચ.** તા. ૧૯–૫–૧૯૦૨

સુખ દુઃખ ઉપજાવવાનું સામર્થ્ય વસ્તુમાં નથી, પણ વૃતિમાં છે. એ ન્યાયથી કોઈ પણ વસ્તુમા સદોષત્વ દેખવું કે નિર્દોષત્વ દેખવું, એ વૃતિનુંજ પરિણામ લેખા શકાય છે. તેમાં વસ્તુનો દોષ કાઢવો વ્રથા છે. જેવા જેવા સંસ્કારથી વૃત્તિ સંસ્કારીત થઈ હોય, તેવા તેવા ભાવ પ્રેક્ષક, વસ્તુમા આરોપ છે, ને તેનાજ અન્તરના ભોક્તા પોતે બને છે. આવોજ ન્યાય હાલમા પણ જાહેરમાં આવેલો છે. **કવિ દયારામની કવિતા** આપણા ખુઝરગ ભાઇબંધને હિતેચ્છુ પત્રમા એક ચર્ચાપત્રની દ્રષ્ટિએ સદોષ દેખાય છે. આવી સદોષતા દેખવામાં તેમની વૃત્તિનો દોષ છે. કે કવિતાનો દોષ છે, તે અગત્યનો સવાલ ઉભો થાયછે. ઉપર જણાવ્યો તે ન્યાયથી, વસ્તુમાંતો સારામાઠાપણું દર્શાવવાનું સામર્થ નથી, પણ વૃત્તિમાં છે. કારણકે વસ્તુ જડ છે; અને વૃતિ, આત્મા–જેને આર્યશાસ્ત્રકારોએ ચેતન માન્યો છે, તેના અતિ નિકટપણાને લીધે, લોહપિંડવત, ચેતન વત સ્વિકારી છે. તેથી પણ સિદ્ધ થાય છે કે, ગતિ અગતિ વૃત્તિમાં સંભવી શકેછે; પણ વસ્તુમાં નહીં. તોપછી અમારે કહેવાની જરૂર નથી, કે વસ્તુને (કવિતાને) દોષ દેવા કરતા, વૃત્તિમાં તે દોષિત જેવા ભરાયલી ભ્રમણનોજ નાશ કરવો

---

* રેવાજીમાં એવા લોક વસતા નથી, કે જે પોતાના **જાતીભાઇના કોલસા ફોડે.** લેખ કદાચ રેવાશંકરનો હોય. પિતાંબરહાસ અને તે મીત્ર હતા ખરા.

રૂચિત છે. વિશેષતઃ કવિ દયારામના જેમ શૃંગારની કવિતાઓ છે, તેમજ તેની નીતિની, વૈરાગ્યની, જ્ઞાનની, કવિતાઓના સમુહ પણ, ધ્યાન પુર્વક જોવા અમારી તેમને વિનંતી છે. હમેશાં કોઇપણ બાબતનો ન્યાય બેઉ બાજુ પક્ષપાત રહીત દ્રષ્ટથી નિહાળી આપવામાં ડહાપણ સમાયલું છે. તે ભુલી જવું જોઇતું નથી. પુર્વઅવસ્થા કરતાં, ઉત્તર **અવસ્થાનો લેખ** વિશેષ બારીક નજરથી નિહાળવાની જરૂર છે. હમેશાં કવિના અમુક તરંગો ઉપર આક્ષેપ કરતા પુર્વે, ઉપલી ટીકા ધ્યાનમાં રાખવા ચર્ચાપત્રી પ્રતી સુચના છે.

**(૬૭) ગુજરાતીપંચ**-તા. ૨-૬-૧૯૦૨ સોનેરી ટુચકા.

હે મનુષ્ય! જેને તું સારો ગણુતો હોય, તેવા માણસની નિંદા ત્હારે કાંને આવે, તે સમયે, તેના ગુણોને સ્મરણમાં રાખજે. પરંતુ એક મનુષ્યને તુ દુર્જન ગણુતો હોય, તેનાં વખાણ ત્હારે કાંને આવે, તે સમયે, તું તેના દુર્ગુણોનું કથન જલદીથી કહાડીશ નહીં.

( ૬૮ ) **પંચદંડ** તારીખ. ૨૨ ૬-૧૯૦૨

**કવિ દયારામની છબીનું** ફંડ—ગુજરાત અને ગુજરાતીઓના આ કવિરત્નની છબી મેળવી, તે અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાયટીના હોલમા મુકવા માટેના આ મહાઉપયોગી ફંડની સ્થાપના થઇ, તે વેળા અમે જેટલા ખુશી થયા હતા તેટલાજ, આજે જોઇને દિલગીર છિયે કે, એ ફંડમાં હજુ માત્ર ધમ દઇને રૂ ૧૩૭॥ ની રકમ ભરાઈ છે! આ રકમ એટલી નજીવી છે કે, તે ગુજરાતીઓનાં, મુખ્યત્વે અમદાવાદીઓનાં જાત્યાભિમાનને લજ્જા લગાડે છે. જે પ્રાંતમાં સેંકડો લખપતીઓ વસે, જે આ કવિરત્નના લખ્ખો જાતભાઇ ભાવિક શેવકોથી ઉભરાઇ જાય, ત્યાં **ગુજરાત તથા ગુજરાતીઓને શોભા આપનાર આ મહાન કવિરવીના** સ્મારક ફંડમાં, ઈન મીન ને સાડે તીન, માત્ર ૧૩૭॥ રૂપરડી ભરાય, એ શું દેખાડે છે? એજ કે ગુજરાતીઓ કાંતો કહેવામા આવે છે તેમ, **કાકા કંજુસ છે, અથવા તો તેઓ જાત્યાભીમાની નથી,** કે કવિરત્નની પિછાન કરવાની તેમનામાં યોગ્યતા નથી ગમે તે કારણ હો, પણ તે ગુજરાતી ભાઇઓને શોભા લગાડનારૂં તો નથીજ.

પણ, અમે પુછીશુ કે, એમાં માત્ર એકલા હિન્દુ-ગુજરાતીઓનેજ કાં દોષ દેવો? પારસીઓને શા માટે નહી? **આ ફંડમાં ભરાયલાં નાણાંની ટીપમાં એક પણ પારસી નામ જોવામાં આવતુ નથી.**




હિતેચ્છુ– અરે તું ક્યાંથી જાગી? મરી જા! ડટાઈ જા! ચાલી જા! બુડી મર!!

કવિ દયારામની કિર્તિ– ચાલ, ચાલ, આઘો જા, મને સ્વર્ગમાંથી કવી દયારામ માટે અહીં આવવા ભલામણ થઈ છે. હું ગુજરાતના કાન ઉઘાડીશ કે, કવી દયારામની જમણી બાજું કેવી દીવ્ય ને મનહર છે. જાહેર માણસોના ખાનગી દુર્ગુણો ભુલી જવા એજ માણસાઈ છે. સમજ્યો? ભાઈ?

ગુજરાતી પંચ (જુવો પાનુ )

શ્રી લિ. પ્ર. લિથો પ્રેસ અમદાવાદ

(૬૯) ગુજરાત મિત્ર dated 22-6-1902.

Ahmedabad, the famous ancient capital of Gujarat, is reported to be celebrating the memory of Poet Dayaram, the Byron of Gujarat. A fund is raised for the Poet's memorial, and an oil-painting of his, is shortly to be unveiled, in the Gujarat Vernacular Society Hall. × × × To preserve the memory of this great Gujarati poet, the fund started has, as yet, come to Rupees 133-8-0 only. It is a matter of regret to say, that so far the native public have, with notable exceptions, whose names have been published in the "Praja-bandhu" and the "Gujarati" weekly papers from time to time, shown themselves singularly unmindful of the claims of their fellow-countryman and poet. As the prime mover desires to avoid publicity, the story of the work, he is quietly performing, cannot be told here. It is trusted however, that this further appeal will not be made invain; and that, many subscriptions will speedily reach the memorial. Even the smallest sums will be gladly received, and duly acknowledged.

(૭૦) **પ્રજાબંધુ** તા. ૨૯-૬-૧૯૦૨

**છબી તૈયાર** થઇ-મર્હુમ ગુર્જર કવિરત્ન દયારામની ઓઇલ પેઇન્ટીંગ છબી તૈયાર થઇ છે. અને તે તેમની અસલ છબીની આબેહુબ નકલ છે.

**(૭૧)** The "Voice of India" dated 3-7-1902.

It does look odd at first sight, that of all provinces, Bengal should hold a public meeting, in honour of Shivaji. What does this demonstration then mean? Those who have eyes to see, need no one to tell them, that a sense of nationality, a

larger ideal of patriotism is springing up, among the people; a circumstance, for which England may well claim credit. × × ×. Nearer home, we have the instance of the favourite poet of Gujarat, Dayaram, to whom we have paid "national honours more than once, and towards whose portrait, we have, upto now, collected the magnificient sum of Rupees one hundred odd !!! Such is our "worship" of national heroes, our "reverence" of patriots and poets, our "adoration" of India, our motherland ! We are clever people indeed, for running these shows on the cheap. Pan Supari meetings at 3 annas 4 pies each, are about all, we can get up for those, whom we profess to worship, "reverence," and "adore." No, no, gentlemen, let us be real, even as politicians; otherwise we make ourselves ridiculous and descrete, instead of consecrating the memories, we cherish in oily words.

(૭૨) The Praja-bandhu Dated 27th July 1902, An appeal to the people of Guzerat- Our readers must have noticed, that a fund has been started in our midst for some time past, with the object of perpetuating the memory of Kavi Dayaram, one of the best poets, that we have had, in Guzerat. It was originally intended, if a sufficient amount of money were collected, to order out an oil-painting likeness of the Poet, to publish some of the hitherto unpublished and unknown writings of his, and if possible, to arrange for prizes to persons reciting in the best possible manner, a few of his selected poems It is, however, imposible to accomplish all this, in the face of the very meegre figure of Rs,

133-8-0, at which this fund stands at present, in spite of the energetic efforts of Mr. Bholanath Bapalal Kantharia, who originated the idea of this memorial. Out of the amount collected at present, it is only possible to order out an oil painting likeness of Kavi Dayaram, and place it in the Gujarat Vernaculer Society Hall, for which permission has been already kindly given by the President, and the Secretary of the Society. The painting which is drawn by Mr. Chimanlal Shivlal, a local amatuer artist of promise, exactly resembles so far, as we can judge, the original likeness of the poet, kindly sent by Mr. Jayashanker, son of Kavi Narmdashanker, well-known as the Byron of Guzerat. The figure at which this fund stands at presenf is, we repeat, very meagre, and faithfully depicts the moral degradation, to which we people of Gujarat have descended, as once more exhibited in our not doing our duty, by honouring him, to whom honour is due. We are fully cognisant of the fact, that the people of Guzerat have had during the past two or three years, more than their share of miseries in one form or another. All the same, when we see them spending their money on a number of objects, in which a little economy not only would not be out of place, but on the contrary extremely desirable, it would certainly be proper, to bring to their notice, a movement, which has for its object, the perpetuation of the memory of a great man. We are on the present occasion reminded of the memorable words uttered some time back, by the illustrious statesman, who guides at present, the

destinies of the people of this country, to the effect, that a nation which is not aware that it has had a past, will not care to possess a future. With this significant remark of Lord Curzon, we commend the Dayaram Memorial Fund, to the people of Guzerat, to whom we most earnestly appeal, to give their quota to the fund, that has been started with such laudable object.

(૭૩) **હિતેચ્છુ તારીખ** ૨–૧૦–૧૯૦૨ **ચર્ચાપત્ર**

મેહેરબાન હીતેચ્છુ પત્રના એડીટર સાહેબ.

ગયા અઠવાડીયામા માહારૂ જવું ડભોઇ થયેલું, ત્યાંથી **કવિ દયારામનાં** ઘણાં **અપ્રસિદ્ધ કાવ્યો**—રસિકરંજન, કેલશ કોદાગ, **અજામિલ** આખ્યાન, સિદ્ધાંતસાર, પિંગળસાર, શ્રીકૃષ્ણ અકળચરિત્ર ચંદ્રિકા, માયામતખંડન તથા શુધ્ધાદ્વૈત પ્રતિપાદન, તારતમ્યતા, નામમાહાત્મ્ય, છુટક પદો વિગેરે–મારે હાથ **લાગ્યાં છે.** જે ઇશ્વરઇચ્છા હશે તો, અનુકુળ સંજોગે પ્રસિધ્ધ કરવામાં આવશે. એ ગ્રંથોમાં નિંદા કરવા જેવું નહીં, પણ શ્રેષ્ટ પ્રકારની કાવ્ય ચમત્કૃતીનું **વખાંણવા લાયકજ લખાંણ છે.** કવિની તૈયાર થયેલી છબી ડભોઇના વતની, શ્રીમંત સદગૃહસ્થ સંપતરામ જીવણરામ, જેમની વડોદરામાં મોટી સરાફી દુકાન છે, તેમને બતાવતા, તેમણે લખી આપેલો **ખાત્રી પત્ર, નીચે પ્રમાણે છે.**

" **અમદાવાદથી આવેલા રા૦ ભોળાનાથ બાપાલાલે આજરોજ મને કવિ દયારામની છબી બતાવી.** તે જોઇને હું ખાત્રાથી કહી શકું છું કે, સદરહુ છબીની મુખાકૃતી, દયારામભાઇની મુખાકૃતીને **બરોબર મળતી આવે** છે. એ છબી ખરી ચિત્રાયેલી છે. મારી ઉમ્મર હાલ વરસ ૭૫ની છે. અને દયારામભાઇના સહવાસમાં હું આવેલો, તેટલો બીજો કોઇ સખસ હાલ ડભોઇમાં હયાત નથી. તેમનું ઓળખાણ પ્રથમ મને થયું, તે વેળા **માહારી ઉમ્મર ઓગણીસ વરસની હતી.** તેથી માહારી પાકી ઉમ્મરે મેં તેમને જોયેલા, અને મારા મનમાં તેમનું ખરૂ સ્વરૂપ આબેહુબ યાદ છે, તેજ પ્રમાણે આ છબી તૈયાર થયેલી છે–એમ લાગે છે.

(સહી) સંપતરામ જીવણરામ દા. પોતે. "

એજ પ્રમાણે ડભોઇમાં કવિની સગી, બાઇ મયા–રૂધનાથજી ગોવિંદરામની દીકરી, ૫૬–૫૭ વરસની હયાત છે. તે પણ લખાવે છે. અને અમદાવાદમાં કવિને ઓળખનાર એક બે જણ છે. તે પણ એમજ કહેછે.

ભોળાનાથ બાપાલાલ.

# કવિચર્ચા—ભાગ બીજો.

## કવિ દયારામની છબી મુકાઈ.

( ૭૪ ) હિતેચ્છુ તા. ૬-૧૧-૧૯૦૨

અમને જણાવવામાં આવ્યું છે કે, આવતી તારીખ ૮ મીએ, પ્રેમાભાઈ હોલમાં, ગુર્જર મહાત્માના સન્માનાર્થે, પેહેલો સમારંભ થવાનો છે. તે વખતે, કવિ દયારામની છબી ખુલ્લી મુકવામાં આવશે. માટે સઘળાએ પધારવું. હયાત કે ગુજરેલા મહાત્માનું સન્માન થશે, એ જણાવ્યું નથી. ગુજરેલા કરતા જીવતા મહાત્માનું સન્માન થાય, તો તેઓ બાકીનો કાળ પ્રજાના વધારે ઉપયોગમાં રોકતા રહે, અને પ્રજાને સારો લાભ થાય.

એ રીતે કટાક્ષમાં જાહેર કર્યા પ્રમાણે, તા. ૮-૧૧-૧૯૦૨ ને શનિવારે, સાંજના પાંચ વાગ્યે, અમદાવાદ ગુજરાત વરનાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઈ હોલમા એક મેળાવડો થયો હતો. તે વેળા શેહેરના આગેવાન ગૃહસ્થો, શાળાના વિદ્યાર્થીઓ, અને પ્રેક્ષક વર્ગથી હોલ ભરાઇ ગયો હતો. શરૂઆતમાં અમદાવાદના વ્યાસ નરસીંહરામે, દયારામ-કાવ્ય સંગ્રહમાંથી "હરિ-નામ માળા" નરવાં તંબુરા સાથે ગાઈ સંભળાવી હતી. જુઓ. દ. કા. સં. ચોથી આવૃત્તિ. પાનુ. ૨૩૧

તે પછી ફોનોગ્રાફ તથા વાંસળીમા ગાયનની કેટલીક ગમ્મત ચાલી. ત્યારબાદ બાળકોએ હાથ જોડી, હારમોનીયમ સાથે; ઈશ્વર સહાયની યાચનાનું એક ગીત ગાયું.

પછી શ્રીમાન્ શેઠ ચિનુભાઇ માધવલાલની દરખાસ્તને માન આપીને દી. બા. અંબાલાલ સાકરલાલ દેશાઇ M.A.L.L.B. એ પ્રમુખસ્થાન સ્વિકાર્યું. અને દયારામ જેવા રસિક નાગર કવિરત્નની છબી ખુલ્લી મુકતાં આનંદ પ્રદર્શીત કરી બોલ્યા કે—" દયારામ ઘણા રસજ્ઞ કવિ થઈ ગયા છે. સાઠોદરા નાગરની જ્ઞાતિમાં તેમનો જન્મ થવાથી. તે જ્ઞાતિએ અભિમાન માંનવાનું છે. એ કવિની પછીપણ, એ જ્ઞાતિમાં અલખ બુલાખી નામે કવિ થઈ ગયા છે. અને મરહુમ વિદ્વાન પુરૂષો મી. મણીલાલ નભુભાઇ, તથા મી. હરીલાલ હરશદરાય ધ્રુવ પણ એજ જ્ઞાતિના હતા. એ ઉપરથી જણાય છે કે, એ જ્ઞાતીની સ્થીતી, હજુ એવીને એવીજ સારી ચાલશે. કવિ દયા-રામનો જન્મ ગુજરાતમાં થયો છે. તેથી ગુજરાતને પણ અભિમાન માન-

વાનું છે. એવા કવિની છબી, મી. ભોળાનાથ બાપાલાલે તૈયાર કરાવી છે. તે છબી ખરી છે, કે ખોટી, તે વિષે લાંબા વિવાદની જરૂર નથી. કારણ કે, છબી એ છાયાજ છે. મુરતીને પુજે છે, તેઓ તેને અસલનું પ્રતિબિંબ ધારીને ભાવના રાખે છે. દયારામ સંવત ૧૯૦૯ માં ગુજર્યા હતા. એટલે તેમને ઓળખનાર કોઈ હશે. તેથી આ છબી ખોટી ઠરતી નથી. આહાવી છબી અહીં મુકવાનું ફળ શું હતું, એમ પુછવામાં આવે, તો તેનો જવાબ એજ કે, મહાન પુરૂષનું સ્મરણ આપણો ઉદ્ધાર કરનાર છે. આ કારણથી મી. ભોળાનાથે લીધેલા શ્રમ માટે તેમનો ઉપકાર માનીશું" ( તાળીયો ) ( તા. ૧૧-૧૧-૧૯૦૨ ના મુંબઇ સમાચારમાંથી )-આ શબ્દોને હર્ષની તાળીઓથી વધાવી લીધા હતા. તે પછી રા. ભોળાનાથ બાપાલાલે જવાબમાં જણાવ્યું કે—

૧. સદ્‌ગ્રહસ્થો આજનો દિવસ માંગલિક છે. ગુર્જર કવિરત્ન દયારામની જન્મતિથી જેવો છે. તેથી તેમની તૈયાર થએલી છબી જોવાને, અને તેમના સ્મારકફંડનો હીસાબ સાંભળવાને, મેં આપને તસ્દી આપી છે. તે માન્ય કરીને, એ કવિના નામને, એક ગુર્જર મહાત્માના સ્મરણને સન્માન આપવા, આપ સર્વ એકઠા મળ્યા છો, તે જોઇને સંતોષ થાય છે.

૨. કવિ દયારામની છબી, અને હિતેચ્છુનો એક વરસ સુધી ચાલેલો ઝઘડો, કાગળીએ ચઢેલો, હું શાંતપણે વાંચતો હતો. તેથી કવિના ભકતો કેટલા છે, તે જોવાની મને ખાસ ઇચ્છા હતી. ભક્તો એટલે, તેમની પુજા કરનાર નહીં, પણ તેમની કાવ્યશક્તિની ખરી તુલના કરનાર. આજે હું પ્રત્યક્ષ જોઉં છું, કે આ આખો હોલ ભરાઇને બેઠેલા આપણે સૌ, તેમની કવિત્વશક્તિને ઘટતુ માન આપવા એકઠા મળ્યા છીએ.

૩. આવા સમારંભો, આપણા હાલના લોકપ્રિય કર્ઝન સાહેબના હાથે થાય, અને રાજા રજવાડા તથા શેઠ શાહુકારો મદદે દોડી આવે, તથા જે રંગ ઝાંમે, તેવી જાહોજલાલી, તેવો વૈભવ અને ઠાઠ, આજના આ સમારંભને આપણે આપી શકીયે, એતો ઘણી વધારે પડતી વાત કહેવાય. પણ દિલ્હી દરબાર અને વિકટોરીયા મેમોરીયલની યોજના પાર પડેલી જોઇ, જે સંતોષ તે હોંશીલા હાકેમને થાય, તેટલોજ આપણને આ કવિ દયારામની છબી જોઇને થાય, તો એ દરગુજર કરવા જેવી ગાંડછા, અથવા અતિશયોક્તિ છે.-એમ તો કેહેવાય જ.

૪. આ છબી કવિ નર્મદાશંકર પાસેથી મળી આવેલી અસલ છબીના આધારે તૈયાર કરાવેલી છે. તેમજ "કવિ દયારામ પાતળા, ઉંચા. માંજરી

પણ ઘણીજ ચંચળ આંખવાળા, વિશાળ તેજસ્વી લલાટ અને તે ઉપર વૈષ્ણવમાર્ગી ઉર્ધ્વપુણ્ડ્ર તિલકવાળા, ભરાવવાળી પણ થોભીયા વગરની વાંકડી મુંછોવાળા, લંબગોળ પણ મહામનોહર મુખારવિંદ વાળા, નાજુક બાંધાના તથા વર્ણે ઘઉથી જરાક વધારે ગોરા હતા.—" કવિ નર્મદ અને કવિ દયારામના મિત્રે કરેલું એવી રીતનું મુખમુદ્રાનું વર્ણન પણ, છબી તૈયાર કરતી વખતે લક્ષમાં રાખેલું છે. અને તૈયાર થએલી છબી, દયારામને જેમણે મોટી ઉમ્મરે બહુ જોયેલા, એવા સદ્‌ગૃહસ્થ પાસે ઓળખાવી ખરી ઠરાવેલી છે. તેથી માનવા લાયક છે. એ ખાત્રી પત્ર તા. ૨–૧૦–૧૯૦૨ના હીતેચ્છુમાં પ્રસિધ્ધ થયેલો છે.

૫. ખરૂં કહું તો, કવિ દયારામ કરતાં પ્રેમાનંદ, જયશિખર, અહમદ શાહ કે એવા બીજા કોઈ નામાંકિત નરની છબીની ભાળ મળી હોત, અને તેને માટે મેં શ્રમ લીધો હોત, તો લોક મને સ્વાર્થબુદ્ધિથી કામ કરતો દેખત નહીં. પણ મારો બચાવ એ છે, કે કવિ દયારામ મારા સગા નથી. મારા ગામના નથી, કે મારા ધર્મના નથી. તેમની છબીનો હાઉયો, પોકરાવવાની વાત, કેટલાકને ઓસડ જેવી લાગી હશે. પણ આશા છે કે, તે ઓસડ પેટેજ ગુણકારી થઈ પડશે. કેટલાક માની બેઠા છે કે, આતો પોતાની નાતના છોટાભાઇને મોટા ઠેકી બેસાડવાનો ઉપાય છે. પણ તેમ નથી. કવિ દયારામ ગુજરાતના કવિયોમાં કિમતી રત્ન જેવા છે.

૬. જેમને મી. મલબારી, મી. કાંટાવાળા, મી. ત્રિપાઠી, મી. નવલરામ, અને કવિ નર્મદ જેવા શાક્ષરો, પ્રથમ પંક્તિના ગુર્જર કવિરત્ન તરીકે કબુલ કરે છે, એવા કવિ દયારામને માન આપવામાં, તેમની છબી માટે આગ્રહ કરવામાં, અને તેમના સ્મરણાર્થે ફંડ ઉઘરાવવામાં, એઇ લાયક ગુર્જર મહાત્માને ઘટતુ સન્માન આપવાનેજ હું મથન કરૂં છું; અને કરવું જોઇએ.—એ શિવાય બીજા પણ કોઈ બિંદુ તરફ મારૂં લક્ષ સ્થિર રહ્યું નથી. અને તેમ કરવામાં મ્હેં મોટી ભુલ કરી છે; લોકને ઊંધે રસ્તે દોર્યો છે, એવું મ્હારો અંતરાત્માજ મને સાક્ષી પુરતો નથી. હિતેચ્છુના દુરાગ્રહ જેવા નાઉમેદીના પ્રસંગોમાં, " મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર સહાય, " એજ શબ્દોએ મને હિમ્મત આપી, આજે આપની સમક્ષ ઉભો રેહેવા સમર્થ કર્યો છે. તેને માટે હું ઇશ્વરનો આભાર માનુંછું. અને તે સાથે જે સદ્‌ગૃહસ્થોએ એક અથવા બીજી રીતે મદદ કરી, આ દિવસ ટુંકડો આંણ્યો છે, તેમનો સર્વનો ઉપકાર માનું છું.

૭ હવે કવિ દયારામની છબીને સંબોધિને જરાક બોલીશ. કવિ દયારામ! તમે રાજ્યગાદી ઉપર બેશીને વાંસળી વગાડી હોત, નરઘાં સારંગી સતાર ને તંબુરા મંજીરાની રમઝટ ઉડાવી હોત, અને લાવણીઓ તથા ગરબીઓ ગાઈ ગામની અબળાઓને વિવ્હળ કરી નાંખી, હોત, તથા છેલ થઇ ફર્યા હોત, તો લોકને ખસુસ તમારી શેહે પડત; અને તમારૂ ખોટુ બોલનાર ખાંડ ખાત. પણ તમે કોણ? ડભોઈનો માત્ર એક સાઠોદરો નાગર. સો, દોઢસો વરસ ઉપર થઇ ગયેલો, અને ઉઘાડો શૃંગાર ગાનાર, તેને માટે આ શું તોફાન!!! વિલાયતમાં તમારા જેવાજ રંગીલા કવિ બાયરન માટે લોક ઓવારણાં લે છે. તેના નામને તનમન ધનથી વધાવી લેછે, ત્યારે તમારે માટે અમને તિરસ્કાર આવે, એજ અમારૂ હતભાગ્ય કેહેવાય. તમે તો અમારા દેશબંધુ છો. લોહીના લોહી, જીવના જીવન છો. છતાં ઘોલૈયુ ઘુસતુ હોય, તેમ હડશેલી કાઢવાનો, કે બેદરકારી અને તિરસ્કારથી જોવાનો, અમારામાંના કેટલાક તમારા વિરોધીઓનો ભાવ થાય, ત્યાં ભાગ્યોદયની શી આશા!

૮ તમે અમારૂં શું બગાડ્યું છે? રઢિઆળી રૂપાળી ગુજરાતીને રસીલી બનાવી, એ તમારો વાંક? હડહડતા વૈશ્નવોને પ્રેમલક્ષણા ભક્તિનો બોધ આપ્યો, એ તમારી ખાંમી? રેલવે કે તાર મળે નહીં, તેવા વખતમાં, કાચી વયમાં, ટાઢ તડકો, ભુખ દુઃખ વેઠીને, પગે ચાલી, જાત્રા અર્થે આખુ હિંદુસ્તાન ખુંદી નાંખી, અનુભવ મેળવી, તમારા ગ્રંથોમાં તેનો અમને વારસો આપ્યો—એ તમારી બુરાઈ!! હરી હરી! આ અમારી અવળી મતી સુધરો. અમારી દુર્દશાનું અમને ભાન થાઓ. તમે નઠારા હશો; પણ અમારે તમારી સ્થુલ દેહનું કામ નથી. તમારા નામ અને સારાં વચનો કે વર્તનોનુંજ કામ છે. તે ઉપરથીજ અમારે ધડો લેવાનો છે. પ્રભુ તમારૂ નામ અમર કરો. અમે તમને આજે ગુજરાતના એક મહાનકવિ તરીકે માન આપવાને એકઠા મળ્યા છીએ. કોઈ ઇશ્વરી અવતાર, કે મોટા ધર્મગુરૂ તરીકે પુજવા આવ્યા નથી.

સદગૃહસ્થો! ક્ષમા કરો. હું હવે કવિ સાથે વધારે વાત કરવા માગતો નથી. કેમકે તેમ કરવાથી માહારૂ હૈયું ભરાઇ આવે છે. મને ખેદ થાય છે; અને ધાસ્તી રહે છે કે, તમે સૌ વિનાકારણ, મને તે કવિનો ગાંડો ભક્ત, તેનો મુર્તિપુજક માંની લેશો. કવિ દયારામના કાવ્યનો સારો ભાગ વારેવારે ઉથલાવી જોઇ, કવિને સારા કહી બતાવવાનો આ સમય નથી. ઇશ્વર ઇચ્છા હશે, તો આજ સ્થળે. આ તેમની પ્રતિમાની પાસે ઉભો રહી, તમને સર્વને

એક વખત એવી હકીકત રજુ કરીશ, કે તમો સઉ એકે અવાજે બોલી ઉઠશો, કે " કવિતો બેશક વંદનિયજ છે "

૯ એ કવિને ભલે આપણે છેલ, અથવા અપમાન આપવાની ખાતર, લફંગા કહીયે, પણ તેમનું અંતર એવું તો પવિત્ર, નિર્મળ હતું, એ એવા તો, ખરા ભક્તિભાવથી ભરપુર હતા, કે તેમનું જીવનચરિત્ર લખનાર મી૰ શેઠ કહેછે કે, જ્યારે તે ભક્તિ કરતા, ત્યારે તેમની આંખમાંથી અશ્રુની ધારા વેહેતી હતી. મલિન મનના માંણસો તેને ઢોંગ, અથવા લોક છેતરવાનો ધંધો માંની લે. પણ અંતર પીગળ્યું ન હોય, ને ગમે તેવી પલાંઠી મારી, આંખો ને કપાળ ચઢાવી આંસુ લાવવા ચાહીયે, પણ પોપચાંએ પલળતાં નથી. તોપછી મોટા માણસની ખોટી નિંદા કરી પાપ ધોવામાં શું પ્રયોજન હશે ? મહાત્માઓનો પ્રેમાનંદ, તેમની ખરી શુંગારી ભક્તિ સમઝવાને માટે, કવિ અખ્ખા ભગતના શબ્દો જોવા જરૂરના છે. તે કહેછે કેઃ--

પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી,
કામ રહિત તે કામનો વેશ, તેનો જ્ઞાંની પંડિતને ન લાધે દેશ.
પ્રેમાનંદી જયાં ગાય ને વાય, અલ્પાનંદીને અટપટુ જણાય,
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે.

૧૦ સદગૃહસ્થો ! વધુ વખત રોકવા માગતો નથી. પણ એક બીજા દ્રષ્ટાંતની ખાસ જરૂર છે. તે હું તમને કવિના પોતાનાજ શબ્દોમાં કહીશ.

જુઓ મી૰ શેઠકૃત " કવિરત્ન દયારામ "...પાનું ૫૦ થી ૫૨... from " ઘેલાભાઇ વિશ્વંભર જે શ્રીકૃષ્નજી..." to..." સ્વસ્તિદ જે કલ્યાંણ...એટલે કૃષ્ન, તેને પાંમશો. "

કવિની મુખજુબાંની, જો માનીયે તો, આહાવી છે. છતા આપ સર્વ જે ખ્યાલ કરો, તે ખરો.

૧૧ માહારૂ આજનુ મુખ્યૂ કામ, કવિ દયારામ સ્મારકફંડનો હીસાબ વાંચી બતાવવાનું છે. એ બાબતમાં અઢી કલાકે અરધો ગાઉ ચાલ્યા જેવુંજ જોવામાં આવશે. પણ એ તમારો સ્વદેશી કાર્યપ્રત્યેનો ભાવ કેટલો છે, એજ બતાવી આપે છે. મી. મનસુખ માટે થયેલા ફંડમાં પારસી ઉદારતા, ઐક્યતા, અને જાતીઅભિમાન પ્રકાશી નીકળે છે, ત્યારે આ ફંડના ઉદાર આશ્રયદાતાઓમાંના કેટલાકે રકમ લખીને પાછળથી ભૂલ થયેલી જાહેર કરી દિલગીરી બતાવી છે, કેટલાકે તારા ગણવા માંડ્યા છે, કેટલાકે દયારામની છબીને ખુલ્લી મુકવાની ક્રીયા ન થાય, તોજ મદદ આપવાની ખુંચ શોધી

કાઢી છે; અને છુટક સાઠોદરા નાગર ગૃહસ્થોની હું વાત કરતો નથી, પણ સમસ્ત શાંણી સાઠોદરા જ્ઞાતીએતો, કવિથી રીસાઇ બેઠા જેવો ઠરાવ કર્યો છે. આવી બાર ભૈયા ને તેર ચોકા જેવી વાતનું પાણી વલોવતાં શું માખણ નીકળે? માહારે કેહેવું જોઇએ કે, શ્રિમંત શેઠ ચિનુભાઈ, રા. રા. કેશવલાલ હરશદરાય ધ્રુવ, રા. બા. મોતીલાલ લાલભાઈ, નાગર સ્ત્રી મંડળ, અને દી. બા. અંબાલાલ સાકરલાલ, તથા બાજા ટીપમાં બતાવેલા વિદ્વાનો અને સદગૃહસ્થોની મદદ ન હોત, તો દયારામભાઈની છબી આ હોલ દેખત નહીં. માટે તે સર્વનો સમગ્રરીતે આભાર માનવામાં આવે છે. એક વાત જાહેરમાં આંણવાની અવશ્ય જરૂર છે. અને તે ખેદ સાથે કહેવી પડે છે, કે અત્યાર સુધીમાં આ ફંડમાં જે થોડી રકમ એકઠી થઇ છે, તેમાંથી આ છબીનું ખર્ચ નિકળતાં મુશ્કેલ પડે છે. તોપછી ડબોઈથી આ થોકબંધ મળી આવેલાં કવિ દયારામનાં અપ્રસિધ્ધ પુસ્તકો છપાયલાં જોવાનું તો કયાંથીજ બનશે? માટે આ નાનકડા ફંડને બાળકની પેઠે સંભાળીને ઉછેરવું જરૂરનુ છે. કવિ દયારામની છબી ચિતરનાર મી. ચિમનલાલ શિવલાલે ફંડની નિર્માલ્યતા જોઇને જે છુટ મુકી છે, તે માટે તેમનો પણ ઉપકાર માનવામાં આવે છે. એમના હુંશિયાર હાથે, આપણા મર્હુમ માનવંતા શેહેરી. ઓનરેબલ રા. બા. રણછોડલાલ છોટાલાલની, તથા તેમના લાયક પુત્ર માધવલાલની, અને આ ત્રીજી છબી કવિ દયારામની તૈયાર થઇ છે. અને આશા છે કે, હજુ બીજાં અનેક સારાં કામો તેમના હાથે થશે.

૧૨ કવિ દયારામ સ્મારકફંડની એકઠી થયેલી રકમમાંથી, છબીનું ખર્ચ વીગેરે ઇશ્વરકૃપાથી નીકળી ચુકયું છે. હવે વધુ મદદ મળશે, તો કવિનું જીવનચરિત્ર, તથા તેમના કેટલાક અપ્રસિધ્ધ કાવ્યો પ્રગટ કરવા તજવીજ થશે. નહીંતો આપ સર્વનું ઓળખાણ થયાનો લાભ પામીનેજ સંતોશ માનીશ. ફંડનો હીસાબ અહીં સમાપ્ત થાય છે. પણ દર વરશે કાર્તિક શુદ અષ્ટમી–કવિ દયારામની જન્મતિથી–જેવા દિવસે, ગુર્જર મહાત્માઓના, એટલે કવિયો, વીરપુરૂષો, અને સંત મહાત્માઓ વિગેરેના સન્માનાર્થે મેળાવડો થાય. અને આ છબી સારી સ્થિતિમાં રહે, તે માટે ફંડની ફાજલ શીલીકમાં વધારો રહેશે, તો વ્યાજે મુકવામાં આવશે.

૧૩ આ ફંડ જાથુને માટે ખુલ્લું રાખવામાં આવે છે. જે બંધુઓ અને બહેનો, જે સદગૃહસ્થો...રાજકર્તાને રાજી રાખવા કરતાં, સ્વદેશાભિમાનની લાગણીને વધારે માન આપવા ચાહતા હોય, પોતાના દેશબંધુ, જાતીભાઇ,

અને માન આપવા જેવા એક મોટા કવિનું નામ—અમર તો કોઈનું રહ્યું નથી, ને રેહેવાનું પણ નથી, પરંતુ આગળ પડતુ તારવી આપવા ઉત્સુક હોય, તે સર્વને વિનંતી છે કે, બને તે મદદથી કવિ દયારામ સ્મારકફંડને આબરૂ ભરેલી સ્થિતિમાં લાવી મુકશો. કેમકે કવિ જેટલો મ્હારા ઉપર, તેટલોજ આપ સર્વ શાંણા વિદ્વાન ગ્રહસ્થો ઉપર હક ધરાવે છે. અને નિઃસ્વાર્થી કામમાં કરડાગી, વિઘ્નસંતોષ, અને સ્વાર્થબુદ્ધિના આરોપથી ખિન્ન થયેલા રૂદયને વિશ્રાંતી આપવા ચાહું છું.

૧૪ શરૂઆતમાં પ્રમુખ સાહેબે જે સારા શબ્દોથી મ્હારૂં અંગત વખાણ કર્યું, તેને માટે હું તેમનો અત્યંત આભારી થયોછું. એ માનને હું કોઇજ રીતે લાયક નથી. પણ કવિ દયારામ કહે છે કે–

" સ્હાંમાને શોભા આપ્યેથી આપણે શોભા આવે જી "

એ રીતે મ્હારૂ સારૂં બોલવામાં, તેમની પોતાનીજ શોભા અથવા લાયકી જણાઇ આવી છે. અને કવિ દયારામના નામને, તેમની આજે ખુલ્લી મુકાયલી છબીને માન આપવા, અથવા શોભા આપવા આપ આવ્યા છો, તેમાં તમારી પોતાનીજ શોભા જણાઈ આવેછે.

૧૫ સદગૃસ્થો ! કવિ દયારામ માટે છેલ્લા બે બોલ બોલીહવે હું સમાપ્ત કરીશ. દયારામ કાવ્યસંગ્રહ વાંચનારની સમઝશક્તિમાં ફેર હોવાથી, સાંપ્રત કાળમાં, તેમનું કથન એવાતો અર્થ અનર્થમાં ઝુકી રહ્યું છે, કે તેનું ચિત્ર બરોબર પડી રહે તે માટે, એક ઇંગ્રેજી કવિતા વાંચીબતાવવાની રજા લઉંછું કે–

" It was six men of Hindustan.
To learning much inclined,
Who went to see the elephant,
(Though all of them were blind ),
That each by observation,
Might satisfy his mind.
The First-approached the elephant,
And happening to fall,
Against his broad and sturdy side,
At once began to bawl,—
" I clearly, see the elephant,

Is very like a wall ? "
The Second, feeling round the tusk,
Cried–"Ho ! what have we here,
So very round, and smooth, and sharp !
To me it is quite clear,
This wonder of an elephant,
Is veiy like a spear !
The Third approached the animal,
And happening to take,
The squirming trunk within his hands,
Thus boldly up and spake,
" I see quoth he, "the elephant,
Is very like a snake ! "
The Fourth reached out his eager hand,
And felt about the knee;
What most this wondorous beast is like,
To me is plain, "–said he:
" Tis clear enough, the elephant,
Is very like a tree !
The Fifth, who chanced to touch the ear,
Said–"even the blindest man
Can tell, what this resembles most;
Deny the fact who can,
This marvel of an eiephant
Is like a fan ! "
The Sixth no sooner had begun,
About the beast to group,
Than, seizing on the swinging tail,
That fell within his scope––
" I see " quoth he, " the elephant
Is very like a rope ! "
And so these men of Hindustan

Disputed loud and long.
Each in his own opinion,
Exceeding stiff and strong,
Though each was partly in the right
And all were in the wrong."

૧૬ દયારામ કાવ્યસંગ્રહનો કીર્તિસ્થંભ, એજ રીતે કૃષ્ણભક્તિથી દેદિપ્યમાન થયેલો ઉભો છે. તેને જોનાર જે બાજુથી જુએ છે, તે પ્રકારનો મત બાંધી શકે છે. જે લોકો શૃંગાર કાવ્યની છાયા—અંધારા—માં ઉભા રહી જુએ છે, તેમને સઘળુ તિમિરાંધ્વજ ભાસે છે. અને જે લોકો નીતિભક્તિના કાવ્યપ્રકાશમાં ઉભા રહીને જુએ છે, તેમને સર્વ પ્રકાશમય લાગે છે. કવિ દયારામે પસંદ કરેલા વૈષ્નવમતની તરફેણ કરવાનું કાંઈ કારણ નથી; પણ જ્યારે શ્રીકૃષ્નની રાસલીલા, અને વૈષ્નવ આચાર્યનાં મનસ્વિ વર્તન. જનસમુહનું આક્ષેપસ્થાન બની રહે છે, ત્યારે તે મતમાં બતાવેલી ગૌપુજા, દયા, દાન, દીનતા, પવિત્રાઈ, સ્વધર્મ-પ્રેમ, પ્રેમલક્ષણા ભક્તિ, આદી અસંખ્ય વૈષ્નવ સદ્ગુણો તરફ કેમ લક્ષ જતું નથી ?

૧૭ આ જમાનામાં, આપણા પર રાજ્યકરતી પ્રજાનું અનુકરણ, મદ્ય, માંસ, પેહેરવેશ, બોલી, ચાલી, સર્વમાં એટલું તો સજ્જડ થતું જાય છે કે, એમના સદ્ગુણ, બુદ્ધિબળ, પ્રતાપ, આદી લક્ષ કરવાની વાતો, ભુલી જઇ, સ્વધર્મપર અશ્રધ્ધા, ગુરૂઓનું દોશદરશન, સંસારની માયામાં લુબ્ધ થઈ ઇષ્ટદેવ પ્રાત નાસ્તિકભાવ વિગેરે આપણે વધારતા જઇએ, છીયે. તરૂણાવસ્થાનું અસત પંથે ચલાવનાર ચિન્હ આજ છે. નહીંતો બીજાનું બુરાપણું તપાસતા પહેલાં, જાત તપાસી જોવાનું મન કેમ ન થાય ?

૧૮ મનુષ્ય માત્રને એક સમય-વૃધ્ધાવસ્થા-મરણકાળ-એવો આવે છે, કે જે વેળા કવિ દયારામના અસરકારક શબ્દો.—

"મ્હારા અંત સમય, અલબેલા ! મુજને મૂકશોમાં "..............
વાંચવા અમૃત તુલ્ય બની, સંસારતાપથી તપ્ત રૂદયને શાંત કરી, મોક્ષગતી બતાવનાર થઈ પડશે. અધમ શૃંગાર ગાવાની શરૂવાત કરનાર કવિની અંતઃસ્થિતિ કેવી નિરમળતામાં જઇને ઠરે છે, તે જોયા છતાં, કવિતો નઠારાજ હતા, એ ઉહું ઉભુ રહે, તો મ્હારો શ્રમ કયાં જઇ ઠરશે ? કવિ દયારામની ગળથુથીમાંજ પ્રભુએ પ્રેમરસ રેડેલો હતો, ત્યા કોઇ શું કરે ! એ પ્રેમ, તે માત્ર 'પ્રેમ' શબ્દ બોલ્યાથીજ આવી જતો નથી. એની કસોટી તો ઘણીજ

કઠિણુ છે. કવિ પોતેજ કહેછે કે, 'પ્રેમકે પંથ નહીં પરના, પરે મરનેસેં નહિં ડરના.' આ પ્રેમનો વાસ ક્યાં હોઈ શકે, તે વિશે વાત કરતાં, કવિ કહે છે કે,—

'જે કોઇ પ્રેમિઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે'...........
આજ પ્રેમભાવ, જ્યારે નિર્મળ અને દ્રઢ થઇને ઇશ્વર ભક્તિમાં ઠરે છે, ત્યારે મનુષ્ય, આત્મપરીક્ષા કરીને, ધર્માચારી થઇને, અન્ય જીવો તરફ, દયા-ભાવથી જોઇને, ખરો વૈશ્નવ થઈ શકે છે. તે શિવાય કવિ કહે છે કે—

"વૈશ્નવ નથી થયો તૂં રે, શિદ ગૂમાનમા ઘૂમે"................
એ રીતે જેની વૃત્તિ નિરમળ થયેલી છે, એવા હરિજન, આખા વિશ્વમાં હરિનો વાસ જુએ છે; અને આખુ વિશ્વ તેનામાં સમાઇ રહેલું દેખે છે. એવાજ જીવ પોતાનું આવાગમન સુધારી શકેછે. કવિ પરમ નિર્મળ વૃત્તિ-વાળા હરિજનનું દ્રષ્ટાંત આપતાં "**સતસૈયામાં કહે છે કે**"—

મુકર મુકર સબ બસ્તુ ભઈ, નયન અયન કિય લાલ,
દ્રગ પસારૂ જિત જિત અલી, તિત તિત, લખુ ગોપાલ.

હે સખી ! જે જે વસ્તુ જોઉંછું, તે સઘળી મુકર કહેતાં નિશ્ચે, બીજા શબ્દ મુકર કહેતાં, દર્પણુ રૂપ બની રહી છે. અને મારા નયનમાં લાલ કહેતાં શ્રીકૃશ્નને અયન એટલે શયન, મતલબ કે સ્થાન આપવા વાસ કર્યો છે. તેથી જ્યાં જ્યાં નજર નાંખુંછું, ત્યાં, ત્યા, મને શ્રીગોપાળનાંજ દર્શન થાય છે. એ કારણુને લીધે ખરા પ્રેમીજનનું લક્ષણુ ગ્રહીને કવિ કહે છે કે—

ફિરિફિરિકે વોહી કહે, અરૂચ ન હુઇ રતિ બાત.
ના નિપટે નૂતન લગે, અનુભોં જાંની બાત.

આમ કવિ પોતાના ગ્રંથોમાં સાદ્યંત કેવળ કૃશ્ન-પ્રેમનીજ વાત ફરી ફરીને કરે છે. તેમ છતાં તે અરૂચીકર લાગતી નથી, કે બદલાઇ જતી નથી; પણુ નવી હોય તેવી લાગે છે, આ કહેવું અનુભવીનાજ જાણુવામાં આવે છે.

૧૯ પ્રેમ અથવા ભાવનું મહત્વ એટલું બધું સંસારમાં જોવામાં આવે છે, કે એક સ્થળે ઇંગ્રેજીમાં કહ્યું છે કે—

The life of God, is illimitable love; and the life of man, is only found in union with God, in union with self-forgtfulness. Whatever is not of love, is against God, and against man; and is a

part of death. That is the Master—truth, and the Law of the spiritual universe.

ખરૂં કહીએ તો, આખા વિશ્વનું જીવન પણ પ્રેમ ઉપરજ હોય છે. "પ્રેમજીવન"માં કહે છે કે-- ( ઢિંઢિડ રાગ. )

પિતા, પુત્ર, માત, પત્નિ ને સંસાર, દિસે પ્રેમવડે દીપતો ઝગાર;
મનુષ જીવ, મનુષ જીવશું તણાય, પ્રકટ પ્રેમ ત્હારિ કલ્પના જણાય.
પ્રિયા, પ્રિતમતણે, કંઠ લીન થાય, પિતા કંઠ વિશે બાલકો ભરાય;
ભિન્ન ઠામ, ભિન્ન ભિન્ન રૂપ ભાસે, બધે પ્રેમ તૂંજ એકલો પ્રકાશે.

૨૦ આ પ્રેમના એકાદા સ્વરૂપનો પાલવ સાહ્યો, તેથી કવિ દયારામ નઠારા કેહેવાય નહીં. અને હોય તોપણ, મનુષ્ય માત્ર, પાપાચરણનો પસ્તાવો કરી, ખરા અંતઃકરણ પુર્વક, શ્રી ઇષ્ટદેવના ચરણારવિંદમાં ચિત્ત લગાવે, તો અવસ્ય મુક્તિ મેળવી શકે છે. એ સિધ્ધાંતના દ્રષ્ટાંતરૂપ મહાનકવિ દયારામભાઇની છબી, તથા તેમનાં કાવ્યો, જોનાર લોકને ફળદાઇ થઇ પડશે. જે દેશમાં લોક પોતાના મહાત્માઓના સદવર્તન કે સદવચનને સન્માન આપીને, તેમની પ્રતિમાને પુજ્ય ભાવથી જોઇને ગર્વિત થતા નથી; તેમનો ઉદય શી રીતે થઇ શકે ? આપણે સૌ કેળવણી પામ્યા છીએ, સમઝણના ઘરમાં આવેલા છીએ, તેથી આશા છે, કે આ વાકયનો ભેદ સમઝી શકીશું.

૨૧ કવિ દયારામ છેલ હતા. ને તેમના ઇષ્ટ દેવ પણ છેલ હતા. એ ભાવ આપણા મનમાં આવવોજ ન જોઇએ. સોળસહસ્ત્ર ગોપીઓ સાથે કૃષ્ન રાસ રમ્યા, એ વેળાની તેમની ઉમ્મર કેટલી ? હોઠ ઉપરથી માનુ દુધ સુકાયુ ન હોય, બાળમુકુંદ, બાળ બ્રહ્મચારી, બાળગોપાળ વિગેરે ઉપનામોથી ઓળખાતા હોય, એવા સાત આઠ વરસના સુકુમાર બાળકમાં વિકારનો વાસ કયાંથી હોઇ શકે ? લોકો બુધ્ધિશાળી લેખકોની રસુજભરી ભુલવણીમાં ઉંડા પેસવા ઇચ્છતા નથી. નહીંતો શરીરની સોળસહસ્ત્ર નાડીઓ બ્રહ્માનંદને વિશે એક તાર થાય, એજ રાસ. બીજુ શું ? કૃષ્નની રાસલીલા લોકની આંખે ચઢે છે, તો તેમની ભગવતગીતા કેમ રૂંવે રૂંવે બોલી ઉઠતી નથી ? જો કૃષ્ન કાચી વયમાં કામી હતા, તો તેમની બુધ્ધિ અહાવી નિરમળ, હાથ જોડવા જેવી, ભગવતગીતામાં કયાંથી જણાઇ આવે ? કવિ દયારામ સત્ય કહેછે કે--

" મોટાનું વચન સુખધામ, કૃતી રીતે કરિયે "..............

૨૨ સદ્‌ગૃહસ્થો ! દયારામ અને તેમની પ્રેમભક્તિ ઉપર ઘણું કહી શકાય તેમ છે. પણ વખત થઇ જવાથી આટલેથીજ બંધ કરવું પડે છે. મ્હારા બોલવામાં સખત શબ્દો વપરાઈ ગયા હશે, તેની મને ક્ષમા કરશો. મ્હારે કોઇ સાથે દ્વેષ નથી. માત્ર સારા કવિની નિંદા થાય, તેજ હું સહન કરી શકતો નથી. ઇશ્વર શિવાય કોઈ માણુસ નથી. હું, તમે, ને દયારામ–સર્વેમાં દોષ હશે. પણ પારકાનું પાપ ધોવાથી આપણને શું ફળ છે ? આપણું પોતાનુંજ ભીતર તપાસી પાંશરા ચાલીયે, તો બસ છે. માટે દયારામના દોષ જોવા કરતાં તેમના સદ્‌ગુણો લક્ષમાં લેશો.

૨૩ જીંદગીના ખરા ઉદ્દેશ વિશે બોલતાં થોમસન કવી કહે છે કે,–

In the service of mankind to be,
A guardian god below; still to employ
The mind's brave ardour in heroic aims,
Such, as may raise us over the grovelling herd,
And make us shine for ever. That is life."

૨૪ સદ્‌ગૃસ્થો.! વખત ઘણો થઇ ગયો છે; માટે સમાપ્તી કરતાં, કવી દયારામને, તેમના જેવાજ રંગિલા ઇંગ્રેજી કવિ બાયરનના શબ્દો લાગુ પાડી, તમને છેલ્લી સલામ કરી, મારૂં સ્થાનક સંભાળવાની રજા લઉં છું. તે કહે છે કે–

"Farewell ! a word that must be, and has been,
A sound, which makes us linger;–yet farewell.
× × × If in your memory dwell,
A single recollection, not invain
Farewell. With him alone may rest the pain,
If such there were,–with you the moral of his strain."

આમાંથી વખત પુરતો ભાગ વાંચી સંભળાવ્યા પછી, કવિ દયારામની છબી જોવાને આતુર થઈ રહેલા સભાજનોની ઇચ્છાનુસાર, ઘણાજ હર્ષ સાથે ઉભા થઇ, દી. બા. અંબાલાલે, તાળીઓના મોટા ગડગડાટ વચ્ચે તે છબી ખુલ્લી મુકી. અને બાળકોએ તેને ફુલથી વધાવી લઇ, પોતાના મધુરા રાગથી, વાજીંત્ર સાથે, કવિ નર્મદનું સુપ્રાસધ્ધ ગીત ગાયું.

" જય જય ગરવી ગુજરાત..." ગાયું હતું.

તે પછી કવિ મહાસુખરામે આ પ્રસંગને માટે ખાસ તૈયાર કરેલી કવિવર દયારામની પ્રસંશાની કવિતા નીચે પ્રમાણે વાંચી સંભળાવી હતી કે—

કવિતાની કિમ્મત થઈ કાળે, મર્ત્ય કવિ પામ્યા સન્માન,
જાન પિછાન વધ્યુ ગુર્જરનું, નવલ વર્ષમાં નવલ નિશાન;
સુંદર કૃત્ય સોસાયટી કેર, વખાણશે જન સૌ વિદ્વાન,
દેવ કવિવર દયારામની, દિવ્ય છબી દીપાવે સ્થાન. ૧
જેના કાવ્ય-કુસુમની સુવાસે, બાગી ભ્રમર ભમે તજી ભાન
જેના નામે નમન કરે છે, ગુણિ નરનારી બનિ ગુલતાન;
સાક્ષરવર્ગ શિરોમણી ગણીને, ગુણનું ગાય નિરંતર ગાન,
એ સુંદર કવિ દયારામની, દિવ્ય છબી દીપે આ સ્થાન. ૨
સો વર્ષે એ થાય સજીવન, અદર્શ દે દર્શનનું દાન,
ગતી સ્વર્ગ પાતાળ વર્ગમાં, ભર્ગ પ્રકાશે ભુમિમાં ભાંણુ,
રંગે અંગ ભિતરથી જનનાં, તનને નવલ લગાવી તાન,
સ્વદેશ પ્રેમી વિરાજી રહો આ, સુખદ શારદા કેરે સ્થાન. ૩
સાધુને સદગૃહસ્થ બનાવે, ગૃહસ્થ તજે સંપતિ સંસાર,
નપુંશક નરને નૂર ચઢાવે, કાયર કર ધારે હથિયાર;
ક્ષણે હસાવે, ક્ષણે રડાવે, પૃથક પૃથક રસનું દઇ માન,
અકળ કળા, કવિ, ને કર્તાની, સુખદ સદા સવિતાની સમાન. ૪
રસભોગી રસિયા નવ રસના, રાજનગરમા પામ્યા માન,
પ્રસાદિ પામ્યા પ્રસન્ન અમે સૌ, ધર્મ, કર્મ, શિક્ષા થઈ ભાન;
બુદ્ધિ બીજને જળ સિંચે તે, પામો પ્રભુપદ કમળ વિરામ,
દયારામની શુભ છબી દેખી, મહાસુખ પામ્યા મહાસુખરામ. ૫

ત્યારપછી કવિ દયારામની નીતી, ભક્તીની કેટલીક ઉત્તમ કવિતાના નમુના, વ્યાસ નરસીરામે, નરઘાં તંબુરા સાથે ગાઈ સંભળાવી, સભાજનોનાં મનરંજન કર્યાં હતા; અને કોનોગ્રાફમાં Laughing song ચાલ્યું હતું. તેથી સઘળે હસાહસની ભારે ગમ્મત ફેલાઇ રહી હતી. ત્યારબાદ, વાંસળીમાં શીડલ સાથે કવિ દયારામના રાગની લાવણી તથા ગરબીના નમુના ગવાયા. અને રા. બાપુજી જગન્નાથે એક ફુલહાર લેઇ દી બા. અંબાલાલને રજુ કર્યો. તે તેમણે ઘણાજ માનં સાથે કવિ દયારામની છબીને અર્પણ કર્યો. અને સભાજનો સર્વે, રાજા સાતમા એડવર્ડના માનમાં ઉભા થયા. એટલે બાળકોએ હારમોનીયમ સાથે રાજગીત ગાયું હતું. તે પછી શેઠ ચિનુભાઇએ, દી. બા. અંબાલાલને ફુલહાર આપ્યો. ને પતાસાં, તથા પાન સોપારી લઇ સભા વિસરજન થઇ હતી. **આ ખુશ ખબરની નોંધ માટે—**

(૭૫) જુઓ "**પ્રજાબંધુ**" તા. ૯-૧૧-૧૯૦૨. વળી જુઓ-

(૭૬) ગુજરાતી **પંચ**--તા. ૧૦-૧૧-૧૯૦૨

**કવી દયારામની છબી ખુલ્લી મુકાઇ.**

તારીખ ૮-૧૧-૧૯૦૨ ને શનિવારે, સાંજના પાંચ વાગે, અત્રેની ગુજરાત વરનાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઈ હોલમાં, ગુર્જર મહાત્માઓના સન્માનાર્થે. પહેલો વાર્ષિક સમારંભ થયો હતો. તે વેળાએ શેહેરના ઘણા આગેવાન ગૃ**હસ્થોથી હોલ** ચિકાર ભરાઈ ગયો **હતો.** શરૂઆતમાં વ્યાસ નરસીરામે, કવિ દયારામનો મરાઠી પ્રબંધ, નરઘાં તંબુરા સાથે ગાઇને ઇશ્વરસ્તુતિ કરી. તે પછી ફોનોગ્રાફ અને વાંસળીનું ગાયન તથા ગમ્મત શરૂ થઈ. પછી શેઠ ચિનુભાઇની દરખાસ્તને માન આપીને, દી. બા. અંબાલાલે પ્રમુખસ્થાન સ્વિકાર્યુ. અને દયારામ જેવા રસિક નાગર કવિરત્નની છબી ખુલ્લી મૂકવાનું શુભ કાર્ય કરતાં આનંદ પ્રદર્શિત કરી, **ગુજરાતને** પોતાના **એક નામાંકિત કવિની છબી, મી. ભોળાનાથ બાપાલાલ**ના આગ્રહી. ખંતીલા. હોંશીલા **પ્રયત્નથી મળી આવી,** તે માટે ભાગ્યશાળી માંની, ભોળાનાથને તેમના સ્તુત્ય પ્રયાસ માટે ધન્યવાદ આપ્યો. જવાબમાં મી. ભોળાનાથે, પોતાને મદદ કરનારનો ઉપકાર માંન્યો. અને દી, બા. અંબાલાલે, **કવિ દયારામની છબી જોવા આતુર થયેલા ગૃહસ્થોની** ઇચ્છાનુસાર, ઘણાજ હર્ષ સાથે ઉભા થઇ. તાળીઓના ગડગડતા મોટા અવાજ વચ્ચે, છબી ખુલ્લી મૂકી. બાળકોએ કવિ નર્મદનું "જય જય ગરવી ગુજરાત "-એ ગીત મધુરા રાગથી, વાજીંત્ર સાથે ગાઇ, કવિ દયારામની છબીને ફુલથી વધાવી લીધી. અને કવિ માહાસુખરામે, **આ પ્રસંગને માટે ખાસ તૈયાર કરેલી કવિતા,** કવિવર દયારામની પ્રશંસાની, ગાઇ બતાવી. પછી વ્યાસ નરશીરામે, દયારામ કાવ્યસંગ્રહમાંથી, નીતિભક્તિની કેટલીક ઉત્તમ કવિતાના નમુના, તંબુરા સાથે ગાઈને, શ્રોતાજનોનાં મનરંજન કર્યા. અને ફોનોગ્રાફમાં "લાફીંગ સોન્ગ" ચાલ્યું. તેથી સઘળી સભામાં ભારે હસાહસ ને ગમ્મત ફેલાઈ રહી. પછી વાંસળીમા ફીડલ સાથે કવિ દયારામના રાગની લાવણી, તથા ગરબીના નમુના ગાઈ સંભળાવ્યા. સમય ઘણો થઇ ગયો હતો તેથી, મી. ભોળાનાથની વિનંતી લક્ષમાં લઇ, પ્રમુખે જાહેર કર્યુ કે, ફંડનો હિસાબ વાંચી બતાવવાનુ, તથા કવિ દયારામ સંબંધીની કેટલીક જાંણવાજેવી હકીક્ત જાહેર કરવાનું કામ, ભોળાનાથ તરફથી, હવે હાથમાં લેવામાં આવે, તો ઘણું મોડુ થઇ જશે; માટે તેમની ઇચ્છા પ્રમાણે, તે પાછ-



ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઇ હોલમાં
મુકાયલી.
**ગુર્જર કવિરત્ન દયારામની છબીનો નમુનો.**

ળથી છપાવી પ્રસીદ્ધ કરવાની સંમતિ આપશે. આ પછી બાળકોએ એક નાનું ગીત ગાઇ બતાવ્યું. ત્યારબાદ રજુ થયેલો ફુલહાર લેઈ દી. બા. અંબાલાલે ઘણાજ માન સાથે કવિ દયારામની છબીને ચઢાવ્યો; ને રાજ્યગીત શરૂ થયું. એક તરૂણ વિદ્યાર્થીએ તૈયાર કરેલું એ ગાયન. બાળકોએ હારમોનીયમ સાથે ગાયું. તે સઘળો વખત તમામ સભા, રાજા સાતમા એડવર્ડના માનની ખાતર ઉભી રહી હતી. ગીત પુરૂં થયા બાદ, શેઠ ચિનુભાઇએ, દી. બા. અબાલાલને ફુલહાર આપ્યો. ને પતાસાં તથા પાન સોપારી લઇ સભા વિસર્જન થઇ હતી.

(૭૭) આજ મતલબની ખુશ ખબરની નોંધ–તા, ૧૧–૧૧–૧૯૦૨ ના "જામે જમશેદ" માં પણ આવેલી છે. વળી જુઓ.—

**(૭૮) મુંબઇ સમાચાર**—તા–૧૧–૧૧–૧૯૦૨ મા લખે છે કે—

અમદાવાદ–તા° ૯ મી નવેમ્બર–કવિ દયારામની છબી ખુલ્લી મુકવાનો થયેલો સમારંભ–ગુજરાતના એક મરહુમ જાણીતા કવિ દયારામની છબી–ખુલ્લી મુકવાનો સમારંભ, અત્રેના પ્રેમાભાઈ હોલમાં, ગઇ કાલે સાંજે, કરવામાં આવ્યો હતો. તે વખતે પધારેલા ગૃહસ્થોમાં, મેસર્સ. ચીનુભાઇ માધવલાલ. ચીમનલાલ નગીનદાસ, પરશોતમભાઇ મગનભાઇ હઠીશંઘ, દી. બા. અંબાલાલ સાકરલાલ, રા. બા. મોતીલાલ લાલભાઈ, ખા. બા. દાદાભાઈ દીનશા કટાકા, રા. બા. કશનલાલ ન્યાલચંદ, રા. બા. ત્રંબકરાય વરજરાય, રા. બા. ભીમભાઇ કીરપારામ, મેસર્સ વરજરાય સાકરલાલ, રમણભાઇ મહીપતરામ, કશ્વરાવ ભોળાનાથ, જોસફ બેનજામીન, છોટાલાલ લલ્લુભાઇ, કેશવલાલ હરશદરાય ધ્રુવ, હરીલાલ દેસાઇભાઇ, કમળાશંકર પ્રાણશંકર, મલ્હાર ભીખાજી બેલસરે, અચરતલાલ જીવણલાલ, સોમેશ્વર નારાયણજી, બાપુજી જગન્નાથ, દેસાઈભાઇ કાળીદાસ. ઉજમલાલ દાનતરામ, ગોવિંદલાલ બાલાજી, અને દાક્તર નીલકંઠરાય ડાહ્યાભાઈ, વિગેરે ઘણા ગૃહસ્થો હાજર હતા. શરૂઆતમાં, દયારામનાં કેટલાક પદ, એક વ્યાસે ગાઇ સંભળાવ્યા પછી, મી. ચીનુભાઈ માધવલાલે દરખાસ્ત કર્યાથી, દી. બા. અંબાલાલ સાકરલાલે પ્રમુખસ્થાન લીધું હતું. ( પ્રમુખના ભાષણ માટે જુઓ પાનું, ૮૩–૮૪)

આ ભાષણ થયા પછી, ફોનોગ્રાફમાં થોડાંક ગાયન ગાવામાં આવ્યાં હતાં. જે પછી મી. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ, છબીને લગતી હકીકત કહી બતાવી, મદદ આપનારાનો ઉપકાર માન્યો હતો. પછી કવિ દયારામની તૈયાર કરાવેલી છબી, જે દીવાનખાનાની ઉત્તર દિશાની દીવાલે, પુલપિટ

નજીક લગાવેલી હતી, તે દી. બા. અંબાલાલે ખુલ્લી મુકી હતી. જે વખતે હર્ષની તાળીઓ પાડવામાં આવી હતી. તે પછી તરત "જય જય ગરવી ગુજરાત" વાળુ ગીત બાળકોએ હારમોનીઅમ સાથે ગાયાબાદ, કવિ મહાસુખરામે, આ પ્રસંગને અનુકુળ રચેલી કવિતા વાંચી હતી. તે પછી દયારામકૃત થોડાંક પદ વ્યાસે ગાયાં હતાં. બાદ નામદાર શેહેનશા એડવર્ડની તથા બ્રીટીશ રાજ્યની ફતેહ ઇચ્છનારૂ ગીત બાળકોએ ગાયું હતું. જે વખતે સરવે ઉભા થયા હતા. તે પછી દી. બા. અંબાલાલે હાર લઇને છબીને અડકાડયો હતો. અને શેઠ ચીનુભાઇએ, દી૦ બા૦ અંબાલાલને **હાર પહેરાવ્યો હતો**, બાદ પાન સોપારી તથા પતાસાં વેહેંચાયાબાદ, મેળાવડો વિસર્જન થયો હતો.

(૭૯) **હિતેચ્છુ**-તારીખ ૧૩-૧૧-૧૯૦૨

**કવી દયારામની છબીનું નાટક! અંક ૨ જો.**

સ્થળ-પ્રેમાભાઈહોલ-સુત્રધાર, રા. ભોળાનાથ બાપાલાલ.

(એક અવલોકન) મળેલું.

કવિ દયારામની છબીના નાટકનો પહેલો અંક ભજવાયો હતો, તે વીશેની તમારી ટીકા વાંચકોના સ્મરણમાં તો હશે જ. તેજ નાટકનો બીજો અંક, ગયા શનીવારે, ગુ૦ વ૦ સો૦ના પ્રેમાભાઈ હોલમાં "ગુર્જર મહાત્માઓના સ્મરણાર્થે પહેલો વારશીક સમારંભ," એ નામથી ભજવાયો હતો. કવિ દયારામની છબીને ખુલ્લી મુકવાની ફકત ક્રિયા કરવાની હતી. તેને બદલે આ નાટકના સુત્રધારે ઉપર જણાવેલું મોટું નામ આપ્યું હતું. કેમકે ગુર્જર મહાત્માઓના સ્મરણાર્થે સમારંભો કરવાની કોઇ પણ જાતની યોજના અમદાવાદમાં હસ્તી ધરાવતી નથી, કે આજ સુધીમાં જન્મ પણ પામેલી અમારા જાંણવામાં નથી. પણ **કવિ દયારામની છબી ખુલ્લી મુકવાની છે, એટલુંજ કહે; તો** વધારે લોકો આવે, કે ન આવે, એવો તેમને સંશય પડયો હશે. અને તેથી આ **ગુર્જર મહાત્માના સ્મરણનું મોટું** નામ આગળ ધરવાનું યોગ્ય ધાર્યું હશે-એમ અમે અમારા અનુમાનથી ધારી શકીએ છીયે. જો કે ગુર્જર મહાત્માઓના સ્મરણને માટે કોઇ પણ પ્રકારની નિયમિત યોજના હોય, તો તે બહુ ઉત્તમ છે. અમારા અનુમાન પ્રમાણેનોજ જો હેતુ હોય, તો તેમાં **સુત્રધાર ફતેહમંદ નીવડયા છે**, એમ તે વખતે આ નાટક જોવા માટે મળેલા સદગૃહસ્થોની સારી સંખ્યા ઉપરથી **અમારે કેહેવું જોઇએ.**

આ બીજા અંકમાં, નાટય શાસ્ત્રના નિયમ પ્રમાણે, જુદા જુદા પ્રવેશો બદલાયા હતા. પરંતુ તે સરવેનું વિવેચન કરવાને માટે અમને સ્થળ કે વખત નથી. એટલે માત્ર આ બીજા અંક વિશે અમે ટુંકામાં વિવેચન કરીશું. કવિ દયારામને ગુજરાતના એક કવિ તરીકે અમે માન આપીએ છીએ; અને દિ. બા અંબાલાલભાઈએ, આ વખતે પ્રમુખપદ સ્વિકારતાં, થોડા, પણ જે ઉત્તમ શબ્દો કહયા હતા, તે પ્રમાણે બીજા સારા કવિઓની પંક્તિ પ્રમાણે, તેમને માન આપવામાં આવે, તો તે અયોગ્ય કહેવાય પણ નહીં. પણ કવિ દયારામની છબી ખુલ્લી મુકવાનો પ્રસંગ, તે જાણે સાતમા એડવર્ડના દિલ્લી દરબારના પ્રસંગ જેવો મહા પ્રતાપવાન હોય, એમ ધારી, તેને ઉંચે ચઢાવી દેવો, એ તેના વખાણનારાઓજ, તેને હલકા રૂપમાં બતાવે છે-એમ કોઈ કહે, તો તે કહેવું તદન ખોટું છે-એમતો અમે કહી શકીશુંજ નહીં. દિલ્લી દરબારનો રાક્ષસી ખરચ, હિંદુસ્તાનના લાભના સંબંધમાં તદન નકામો છે, એમ જ્યારે બધી તરફથી ચરચા થવા લાગી, ત્યારે લોર્ડ કરઝન સાહેબે તે પોકારના જવાબમાં, ધારાસભાના એક પ્રસંગે, એક પોકળ ભાષણ કરી, દિલ્લી દરબારના લાભો બતાવવાનો પ્રયત્ન કર્યો હતો. આ પ્રસંગ, લોર્ડ કરઝન સાહેબ સરખા રાજ્યસુત્રધારીને માટે આવ્યો હતો. તેનુ મુખ્ય કારણ, દિલ્હી દરબારના લાભને હદ કરતાં ઉંચા દરજ્જાના બતાવવાનું જ હતું. તેજ પ્રમાણે આ નાટકના પહેલા અંક વિષે તમે સખ્ત રીતે વિરૂધ્ધ ટીકા કરી, ત્યારે આ બીજા અંકમાં, તેના સુત્રધાર, તમને થોડી પુષ્પાંજલી અર્પી, પોતાના નાટકનું મહાત્મ્ય વધારવા જતા હતા. પણ તેમણે સમજવું જોઈતું હતું, કે આવે પ્રસંગે, તે બાબતનો ઉલ્લેખ કરવો, એતો ઉલટી રીતે પ્રસંગના મહાત્મ્યનો વધારો કરનારૂં નહીં, પણ હીણુ પાડનારૂં છે.

આ નાટક જોવા આવનારાઓનાં મનરંજન કરવાના ઉદ્દેશથી તંબુરો, તબલાં, શીડલ, હારમોનિયમ, ફોનોગ્રાફ, વિગેરે સાહિત્યો આણવામાં આવ્યાં હતાં. અને વળી કોમળ અંતઃકરણના સદ્ગ્રહસ્થોના મનને પણ સતેજ કરે તેવા, મોટા સાદે બરાડા પાડનાર, કથા કરનાર મહારાજશ્રીની પણ પધરામણી કરવામાં આવી હતી. જોકે આ મહારાજશ્રી પાસેતો, કવિ દયારામનાં ઇશ્વરભક્તિ વિશેનાં પદોજ ગવરાવવામાં આવ્યાં હતાં. અને તેની ચુંટણી સારી કરવામાં આવી હતી. એટલે તે વિષે કાંઇ ખાસ વધારે કહેવાની જરૂર નથી. છતાં, આ પ્રસંગે, આ કથાકાર મહારાજના વેશની કાંઇ જરૂર હતી તો નહીંજ. કેમકે કથા કરવા કરાવવાના, આંના કરતાં બીજા ઘણા પ્રસંગો મેળવી શકાય છે.

કોઇ એક મોટા માણસની છબી ખુલ્લી મુકવાના પ્રસંગે, તે પ્રસંગને યથોચિત ટુંકામાં જે થવું જોઇએ, તે ઉપરાંત આ પ્રસંગે નાટકનાં સાહિત્યો નો એટલો વધારો કરવામાં આવ્યો હતો, કે જેથી, અમારે આ વિષયનું મથાળું તેવુંજ કરવું પડયું છે. દિ૦ બા૦ અંબાલાલભાઇએ, પ્રમુખપદ લેતાં, આ પ્રસંગને માટે, જે થોડા યોગ્ય અને ઉત્તમ શબ્દો કહયા હતા, તે ઉપરાંત તે છબી તૈયાર કરાવવા માટે મી૦ ભોળાનાથે ઉભા કરેલા ફંડની વ્યવસ્થાની વિગત વાંચી સંભળાવીને, તથા કવિ દયારામ. વિષે થોડુંએક બોલવા જેવું હોય, તો તે બોલીને, કવિ દયારામની છબી ખુલ્લી મુકાયેલી **જાહેર કરી હોત, તો તે બસ હતું.** આ કામ માત્ર અર્ધા કલાકમાં પતી રહે તેવું હતું. તેને બદલે કેટલાએક જાહેરપુરૂષોના ઉપયોગી વખતના લગભગ **પોણાબે કલાક લેવાની શી જરૂર હતી?** છબી ખુલ્લી મુકવાને પ્રસંગે, તંબુરા ને તબલાની શી જરૂર? અને જો તેની જરૂર હોય તો, મંજીરા ને કડતાલની કેમ જરૂર નહીં? તેણે શો દોષ કર્યો છે? ફીડલની શી જરૂર? નાટકનાં ગાયનો, અને વળી તે પણ—

થયા છોરે, પતિ તેજ પ્યારી તનના, ઉર હસી વરીઆ જે.

મ્હેલ જાતાં તેં તન તરછોડી, હવે ન મૂકું હાથ.

ચાલો આવું, પ્રિય કહાવું... વગેરે "ચંદ્રહાસ"...સુંદર વણી, અને "નરસિંહ મહેતા" ના નાટકનાં ગાયનોની શું જરા પણ જરૂર હતી? જો જરૂર હતી, તો તે ગાયન પ્રમાણે બરાબર હાવભાવ બતાવવા માટે, પાત્રોની પણ જરૂર કેમ ન ગણાય? **હાવભાવ વિના, ખરો રસ શી રીતે બતાવી શકાય? પણ કવિ દયારામ, શૃંગારિ કવિ હતા. અને તેમણે ઉઘાડા શૃંગારનાં અનેકપદો** લખેલાંછે.એટલા માટે,આ પ્રસંગે,શૃંગારિક,નાટકી ગાયન, ફીડલદ્વારા ગવરાવવાનું તેના સુત્રધારને યોગ્ય લાગ્યું હોય, તો હરિ જાણે? ફોનોગ્રાફની શી જરૂર હતી? ફોનોગ્રાફમાં કવિ દયારામના ઇશ્વરસંબંધના પદો ઉતરાવ્યાં હોત, તો તે આ પ્રસંગને અનુસરતુ કેટલેક અંશે ગણાત. અને સાંભળનારાઓને કાંઇક ઠીક પણ લાગત. પરંતુ "કુત્રા ભસાવનારાં" ગાયનો અને બોલો, ફોનોગ્રાફમાં ઉતારી, કવિ દયારામની છબી ખુલ્લી મુકવા જેવા પ્રસંગો, અને તે વળી દિ. બા. અંબાલાલ સરખા વિદ્વાન અને પ્રૌઢ વયના સદગ્રહસ્થના પ્રમુખપણા નીચે ગવરાવવાં—એ **અમનેતો જરાપણ યોગ્ય લાગતુ નથી.** આ બધું જો કોઇને યોગ્ય લાગ્યું હોય, તો તેઓ આ પ્રસંગને વિશેષ સારો બનાવવા (?) ના ઉદ્દેશથી, નાયિકાના નાચની

પણ જરૂર ધારે, તો અમે તેને કદીપણ સારૂ કહી શકીશું નહીંજ. કવિ દયારામને, અને રાજકીય બાબતને, સ્હેજ પણ સંબંધ નહીં હોવા છતાં, " રાજગીત " ગવરાવવાનું શું પ્રયોજન ? મિથ્યાકાળક્ષેપ, નકામું લંબાણ, કે બીજુ કાંઇ ?

છેવટે, આ અંકનું અવલોકન પુરૂ કરતાં, કહેવું યોગ્ય ધારીએ છીયે, કે **આ નાટકના સુત્રધાર મિ૦ ભોળાનાથે, આ પ્રસંગે, હદ કરતાં ઘણેજ વધારે ડોળ બતાવવાની નિષ્કારણ જે ગોઠવણ કરી હતી,** તેથી તેમની મહેનતનો કેટલોક ભાગ, અને તેમનો પ્રાધાન્ય હેતુ, આ બધાં નાટકી સાહિત્યો નીચે દબાઈ ગયો છે; અને બીજાઓને ધ્રુડો મળ્યો છે. અમને લાગે છે કે, આ બધી ગોઠવણ કરતા પુર્વે, મિ૦ ભોળાનાથે, દિ. બા. અંબાલાલભાઇ, કે દિ. બા. મોતીલાલભાઇની સલાહ લીધી હોત, તો તે બહુજ ઉપયોગી થઈ પડત. તેઓ આવા કૃત્રિમ ડોળને, કદી પસંદગી આપતજ નહીં. એમ અમે ધારીએ છીએ.

(૮૦) **ગુજરાતી**–તારીખ–૧૬–૧૧–૧૯૦૨.

અમદાવાદ—તા. ૧૨ મી નવેમ્બર.–**કવિ દયારામની છબી**–કવિ દયારામની છબી ખુલી મુકવા માટે, એક મ્હોટી જાહેર સભા, ગઇ તા. ૮ મી અને શનિવારે, સાંજે પાંચ વાગે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રેમાભાઇ હોલમાં મળી હતી. આજ કેટલોક વખત થયા, **મી. ભોળાનાથ બાપાલાલ** નામના એક સાઠોદરા જુવાન ગૃહસ્થ, સ્તુપિપાત્ર ખંત અને ધીરજથી, કવિ દયારામની યાદગીરી જાળવી રાખવા સારૂ, ફંડ ઉઘરાવી એકઠું કરતા હતા. અને તેમનાજ પ્રયાસથી, એક સારી રકમ ભેગી થઇ હતી. તેમાંથી " **ગુજરાતના** " **બાયરન** લેખાતા કવિ શિરોમણી દયારામની એક સુંદર ઓઇલ પેઇન્ટીંગ છબી તૈયાર કરાવવામાં આવી હતી. તે ખુલ્લી મુકવાની ક્રીયા, આપણા **આનવંતા શહેરી, દી૦ બા૦ અંબાલાલ** સાકરલાલે કરી હતી. તેઓએ કવિની અદભૂત કવિત્વ શકિતનાં વખાંણ કરી, તેવું રત્ન જે ભૂમીમાં જન્મે, તે ભૂમિએ મગરૂર થવું જોઇએ, એવું જણાવ્યું હતુ. મી. ભોળાનાથના અઠન પ્રયાસથી, આ છબી હસ્તીમાં આવવા પામી છે. અને તે માટે દી. બા. અંબાલાલભાઈએ, મી. ભોળાનાથને ધન્યવાદ દીધો હતો. આ ભાષણ થયા પછી, કોનોગ્રાફમાં થોડાંક ગાયનો, ગવાયાં હતાં. જે પછી મી. ભોળાનાથે, છબીને લગતી હકીકત કહી સંભળાવી, ઉઘરાંણુ ભરનારાઓનો ઉપકાર માંન્યો હતો. તે બાદ, કવીના છબી, જે ઉત્તર દિશાની

દીવાલે લગાવેલી હતી, તે દી. બા. અંબાલાલે ખુલ્લી મુકી હતી. જે વેળા સભામાં હર્ષનાદ થઇ રહયો હતો. તે પછી "જય જય ગરવી ગુજરાત" વાળી કવી નર્મદની કવિતા બાળકોએ હારમોનીયમ સાથે ગાઇ હતી. કવિ માહાસુખરામે, આ પ્રસંગને અનુકુળ રચેલી કવિતા ગાઇ હતી, અને દયારામકૃત પદો ગાવામા આવ્યાં હતા. તે પછી બાળકોએ નામદાર શેહેનશાહ એડવર્ડની, તથા બ્રીટીશ રાજયની ફતેહ ઇચ્છનાર ગીત ગાયુ હતું. જે વેળા સર્વે ઉભા થયા હતા. બાદ. દી. બા, અંબાલાલભાઈએ, હાર લઇને છબીને હાથ અડકાડયો; અને મી. ચીનુભાઇએ, દી. બા. ને હાર પેહેરાવ્યો હતો. બાદ પાનસોપારી તથા પતાસાં વેહેંચી, મેળાવડો વિસર્જન થયો હતો.

( ૮૧ ) પ્રજાબંધુ તારીખ. ૧૬-૧૧-૧૯૦૨

**અમદાવાદમાં કવિ દયારામની છબી**—કેટલીક ચરચાના અંતે, ગુજરાતના એક મર્હુમ, રસજ્ઞ, કવિરત્ન દયારામની છબી, અત્રેના પ્રેમાભાઇ હૅાલમાં ખુલ્લી મુકાઇ છે. કવિ દયારામે ગુર્જરસાહિત્યની બજાવેલી સારી સેવા તરફ નજર નાંખતાં, એવા એક કવિની છબી, પ્રેમાભાઇ હૅાલ જેવા વિદ્યાદેવીના એક જાહેર હૅાલમા મૂકવા માટે, સોસાઇટીને અમે ધન્યવાદ આપીએ છીયે. જાહેરપુરૂષોના સમાગમનો લાભ, તેમની છબીનાં દર્શન કરીને લેવાનો આર્યપ્રજાનો જે પ્રશંસનિય રિવાજ ચાલ્યો આવ્યો છે, તે મુજબ, હાલની સુધરેલી દુનિયાંમાં તેવા પુરૂષોની છબીઓને. તેવું માન આપવામાં આવે છે; અને તેનું કારણ એ છે કે છબીએ છાયા શિવાય બીજું કાંઇ નથી, એમ તેમની ખાત્રી થઈ છે. પુણ્યવંતા પુરૂષોનાં દર્શન, છબી રૂપે થવાથી, તેમનાં પરાક્રમો, આપણી દ્રષ્ટી સમક્ષ ખડાં થઇ જાઇ, આપણને તેવી શુભરસ્તે આકર્ષતાં હોવાથી, તેવી છબીઓ, જાહેર જગ્યામાં મૂકવાનો હાલનો રીવાજ ખોટો કહેવો, એ અક્કલનું બહિરપણુંજ છે, અને તેજ કારણથી—અમે જોઇને સંતોષ પામ્યા છીયે કે, ગુજરાત વરનાકયુલર સોસાયટીના શાણા સુકાનીઓએ, કેટલાક વિચાર વગરના બોલનારાઓ તરફ ધ્યાન નહીં આપતાં, પ્રજાનો મોટો ભાગ, જે કવિ તરફ તેની ભક્તિભાવવાળી, રસજ્ઞવાણી સારૂ પ્રીતિ ધરાવે છે. અને તે કારણથી તેવા એક ગુર્જર કવિની છબી જાહેરમાં મૂકાયલી જોવા ઇંતેજાર હતો, તેવા કવિની છબી ગુજરાતના પાયતખ્ત આ અમદાવાદ શહેરના સર્વોત્તમ સરસ્વતિ સ્થાનમાં ખુલ્લી મુકવા દીધી છે. આવા લોકોપયોગી કાર્યને સારૂ મદદ કરનાર ગૃહસ્થોને અમે સાબાશી આપતાં ખંત તથા ધીરજથી દરેક માણસ પોતાના યત્નમાં ફતેહ

પાર પડે છે, તેનો દાખલો **મી. ભોળાનાથ બાપાલાલે આ કામમાં લીધેલા શ્રમ** ઉપરથી લેવાની ભલામણ, ઉછરતા જુવાનોને કરીએ છીએ.

(૯૨) રાજેશ્રી ભોળાનાથ બાપાલાલ-મુ. અમદાવાદ.

લી. પટવારી વ્રજલાલ સામળદાસ. વિનંતી કે, સુપ્રસિદ્ધ કવિ દયારામ ભાઇની છબી મુકવામાં આપે પ્રયાસ લીધો છે, તે માટે ધન્યવાદ ઘટે છે. હું પણ તે કવિના પ્રશંસામાં ઉત્સુક છું. ફાળામાં મેં રૂા. ૨-૦-૦ ભરેલા છે. તે મનીઓરડથી "ગુજરાતી" ના અધીપતી ઇચ્છારામ સુર્યરામને મુબાઇ મોકલી દીધા છે. પણ તેની પોહોચ મળી નથી. માટે કૃપા કરી લખશો. એજ. મુ જેતલસર-સી. સ્ટેશન. તા. ૨૦-૧૧-૧૯૦૨

(૯૩) **ગુજરાતી**-તારીખ. ૨૩-૧૧-૧૯૦૨

ચર્ચાપત્રનો સાર—નમ્રચંદ્ર-**દયારામ, જે ગુર્જરગીરાના પ્રખ્યાત કવિએ** આખી ગુર્જરગીરાને પોતાના રસિક કાવ્યથી મોહના ઉદધિમાં ડુબાડી, પ્રેમભક્તિથી ભરેલી ગરબીઓથી, વાંચકવૃંદના હૃદય-કમળને, શ્રીકૃષ્ણચંદ્ર મય બનાવ્યાં હતાં, ને હજી પણ બનાવે છે, તેની આટલો દીર્ઘ સમય વિત્યા બાદ. છબી ખુલ્લી મૂકી, દર્શન કરાવ્યાં, તે કાર્ય અપૂર્ણ રાખવું જોઇતું નથી. વિનંતી એટલીજ કરવાની કે, **માત્ર અમદાવાદની પ્રજા એ છબીનાં દર્શન કરી આનંદ માને**, તેનાં કરતાં, આખી ગુર્જર પ્રજામાં એમની છબીનો પ્રસાર થાય, એ વધારે ઉત્તમ છે. મ્હારી વિનંતી ધ્યાનમાં લઇ, ઉપર પ્રમાણે કરવા, મૂળ ઉપરથી, સારા ચિત્રકાર પાસે, છબી પડાવી, તેની યોગ્ય કિમત રાખી, જૂદે જૂદે સ્થળે મેલવામાં આવે, તો તે, કવિની યાદગીરી માટે, એક બીજી કદર થઇ ગણાશે.

(૯૪) **પંચડાંડ**-તારીખ ૩૦-૧૧-૧૯૦૨

**કવિ દયારામ વિજય**—તા. ૮ મી નવેમ્બર ૧૯૦૨ ને શનિવારનો દહાડો, ગુજરાત તથા ગુજરાતીઓમાં, એક પવિત્ર પર્વસમાન ગણાવો જોઇએ, અને ગણાતો રહેશે. એ શુભ દિને સાંજે, અમદાવાદ ખાતે, ગુ૦ વ૦ સો૦ ના પ્રેમાભાઈ હૉલમાં મળેલ એક મોટી દબદબા ભરેલી જાહેર સભા સન્મુખ, દી૦ બા૦ અંબાલાલ સાકરલાલ દેસાઇ જેવા પ્રાતષ્ઠિત વિદ્વાન મહાપુરૂષના હાથે, **ગુર્જરગિરાના કવિરત્ન**, કવિ દયારામની પનોતી છબી, ખુલ્લી મેલાઇ હતી. કે જેની ચર્ચા ઘણાક માહનાઓથી ચાલી રહી હતી, અને જેમાં મી૦ પંચડાંડે પડે પણ; આગેવાન ભાગ લઇ, છબી મુકવાની આવશ્યકતા સાબેત કરી આપી, તેની વિરૂધ્ધ બખાળા કરનારાઓને, લખાણ રૂપે, તેમજ ચિત્ર

રૂપે, સખત ચીમકીઓ લગાવી હતી. **હરકોઇ સારૂં કામ વહેલું નહીં તો મોડું પણ થયા વગર રહેતું નથી.** તેમ જે પુરૂષ, ખરેખર કીર્તિવાન હોય છે, તેને બીજાઓના ગમે તેવી ચુગલી છતાં, કીર્તિ આવી મળ્યા વગર રહેતી નથી. આ દાખલામાં પણ તેમજ બન્યું છે. એ જોકે આનંદદાયક છે, તથાપિ આશ્ચર્યકારક તો નથીજ. છબીની સામેના **"શનિશ્ચરો" ની, પાર વિનાની હરકતો છતાં, દયારામની** સર્વમાન્ય **છબી ખુલ્લી મેલાઈ છે.** અને તેપણ મોટી ધામધુમ અને ગુજરાતીઓના મોટા ભાગના ભક્તિભાવ સહીત. **આ કાર્યની ફતેહના** માનનો સિંહનો હિસ્સો, મી૦ **ભોળાનાથ બાપાલાલને ઘટે છે.** કે જેઓ આ યોજનાના યોજક, તેમજ સ્થાપક પણ છે. તેઓએ લગભગ એકલે હાથે, આ છબી મેળવવાની, તેને માટે ફંડ એકઠું કરવાની, અને છેવટે તેને ખુલ્લી મેલાવવાની કોશેશ કીધી હતી. અમે જે જાણીયે છીયે તે ઉપરથી કહી શકિયે છીયે કે, આ જગે, જો યુવાન, ઉમંગી મી૦ ભોળાનાથ ન હોત, તો દયારામની છબી મળવા તથા ખુલ્લી મેલાવા કદાચજ પામત. અમે ઇચ્છિયે છિયે કે, આજ પ્રમાણે, હવે ગુજરાતના બીજા મહાત્મા કવિયો, પ્રેમાનંદ, સામળભટ, નરસિંહ મહેતા, અખા, છોટમ વગેરેની છબીઓ પણ મેળવવાની કોશેશ કરી, ઘટતી જાહેર જગાઓમાં ખુલ્લી મેલવામાં આવે. અમારી એક વિશેષ સુચના છે કે, **કવિરાજ દયારામની આ છબી** ઉપરથી, ફોટોગ્રાફ લેવાડી, નાંના કદની તેવી બીજી સંખ્યાબંધ છબીઓ તૈયાર કરી, તે સસ્તી કિંમતે લોકોમાં ફેલાવવી. કે જે, ગુજરાતીઓ ખુશીથી લઇ, પોતપોતાનાં મકાંનોમાં મેલશે.

**(૮૫) બુદ્ધિપ્રકાશ**–માહે ડીસેમ્બર સને ૧૯૦૨–**કવિ દયારામની છબી**–ગુર્જર કવિરાજ દયારામના જીવનચરિત્ર ઉપર, રા. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ તા–૩–૮–૧૯૦૧ને રોજ, ગુજરાત વર્નાકયુલર સોસાઈટીના પ્રેમાભાઈ હોલમાં ભાષણ આપ્યું, ત્યારથી એ કવીની છબી વીષે, ભારે ચર્ચા ચાલી રહી હતી. એક તરફથી જ્યારે લગભગ સઘળાં ગુજરાતી ન્યુસપેપરો એ કવિની છબી પ્રેમાભાઇ હૉલમાં મૂકવાના પ્રયત્નને સ્તુત્ય ગણી, તેને ઉત્તેજન આપતાં હતા, ત્યારે બાજી તરફથી, અમદાવાદનું " હિતેચ્છુ " પત્ર, તેને અનેક રીતે વખોડતું હતું. આ સઘળી ચર્ચાનાં ઉતરવાનું અત્રે જરૂર નથી. **કવિ દયારામ, એ પ્રાચીન તેમજ અર્વાચીન ગુર્જર કવિઓમાં પ્રથમ પંક્તિમાં મૂકવા લાયક છે,** એ વાત તો નિર્વિવાદજ છે. ભાષા માટે, રસને માટે, તેમજ શબ્દ રચના–અને પદલાલિત્ય માટે, એ શ્રેષ્ઠ

ભોગવવા યોગ્ય છે. એમનાં કેટલાંક કાવ્યો શૃંગારી છે, એ ખરૂં; પણ તેથી એમની કવિત્વશક્તિ અલ્પ પ્રતિની થઇ શકતી નથી. કોઇ કવિની કવિત્વ શક્તિ વિષે વિચાર કરવો હોય, ત્યારે તેનાં અમુક અમુક કાવ્યો તરફજ નજર કરવાની નથી, પણ તેનાં સઘળાં કાવ્યો તરફ જોવાનું છે. ઇંગ્રેજી કવિઓ વિષે વિચાર કરીએ તો, આ વાત સ્પષ્ટ સમજી શકાય એમ છે. **બાયરનની કવિતાનો** નમુનો જોવો હોય તો, "ડોનજુઆન" તરફ જોવાનું નથી; પણ "ચાઇલ્ડ હેરલ્ડ" વાંચવાની જરૂર છે. પોપની કવિત્વશક્તિ જાણવી હોય તો, "એસે ઓન મેન" વાચવો જોઇએ. નહીં કે "જાન્યુઆરી એન્ડ મે" ઉપરથી અનુમાન બાંધવું. જો ઇંગ્રેજી વિદ્વાન વર્ગે આમ ન કર્યું હોત, તો એ કવિરત્નોને "કવિઓના ખૂણા"–Poet's corner–માં સ્થાન મળ્યુંજ ન હોત. **તેજ પ્રમાણે,** કવિરત્ન દયારામના કાવ્યોને માટે, માત્ર તેનાં શૃંગારી કાવ્યો તરફ ન જોતાં, તેનાં નીતિ-વૈરાગ્યનાં પદો, તેમજ "ગીતામહાત્મ્ય," રસિકવલ્લભ, ભકિત–પોષણ, સત્યભામા વિવાહ, રૂકિમણી વિવાહ, ક્ષમાપરાધ ષોડશી–આદી ગ્રંથો અવલોકવા, એજ યોગ્ય માર્ગ છે. "**સતસૈયા**" નામનો હિંદુસ્તાની–વ્રજભાષાનો–**ગ્રંથ**, સાહિત્યનો ભંડાર છે. અને અનેક **વિદ્વાનોને છક કરી નાંખે એવો છે.** કવિને માટે, રા. નવલરામ, કવિ નર્મદાશંકર, રા. ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા ગુર્જર સાક્ષર વિદ્વાનોએ ઉચ્ચ અભિપ્રાયો દર્શાવ્યા છે. **તે કવિની કવિતા ઉપર વધુ ચુંથણાં કરવાં, એ સુજ્ઞ અને રસિકને છાજે એમ નથી.**

હવે કવિની છબી વિષે વિચાર કરીએ. અગાઉ ચાલેલી ચર્ચામાં, એ વિષે પણ ઘણું વિવેચન થયું હતું. અલબત, તે સમયમાં છબીઓ પાડવાનો હુન્નર જાણવામાં આવ્યો ન હતો. અને માત્ર રંગમાં ચિતરેલી છબીઓજ મળી શકતી હતી. **કવિની અસલ છબી** વિષે જાણવામા આવ્યું છે કે, તે **રતનબાઇ સોનારણ પાસે હતી.** અને તે બાઈ પાસે માગવામાં આવી, ત્યારે **તેણે તે આપવા ના કહી.** પણ તેના ઉપરથી નકલ ઉતારી લેવા રજા આપી હતી. દયારામના માંનીતા શિષ્ય જોષી રણછોડને ત્યાં, જે છબી જોવામાં આવી, તે અસલ ઉપરથી ઉતારેલી નકલ હશે, એમ કહેવાય છે. **કવિ નર્મદાશંકરે, દયારામ તરફના** પોતાના **પૂજ્ય ભાવને લીધે,** તેની **છબી મેળવવા, મહા પ્રયાસ કર્યો હતો.** અને છેવટે. કવિની જોવામાં આવેલી છબીઓ, તથા તેના શરિરના મળેલા વર્ણન ઉપરથી, અનેક ચિત્રો તૈયાર કરાવી, જેમણે દયારામને જોયેલા, એવા વૃદ્ધ પુરૂષોને તે ચિત્રો બતાવી,

પોવાની પૂરતી ખાત્રી કરી, એક ચિત્ર કવિ દયારામની છબી તરીકે, પોતાની પાસે રાખ્યું હતું. એજ ચિત્ર ઉપરથી નકલો તૈયાર કરાવી, રા. ત્રિભુવનદાસે પોતાના " દયારામની સંપુર્ણ જીવનકથા " નામના પુસ્તકમાં, કવિની છબી આપવાનો વિચાર રાખ્યો હતો. પણ તે વખતે બની શક્યું નોહોતું. હાલમાં કેટલાક માસ ઉપર, રા. ભોળાનાથનું ભાષણ અપાઈ ગયા બાદ, રા. સા. માધવલાલ, પ્રોફેસર આનન્દશંકર, ડૉકટર ટેલર, શેઠ ચીનુભાઇ માધવલાલ, વગેરે કેટલાક સંભાવિત ગૃહસ્થોની સહી સાથેનો એક વિનંતિ પત્ર, કવિ દયારામની છબી મેળવવા બાબતનો, સોસાઈટી તરફ મોકલવામાં આવ્યો હતો. તે ઉપરથી સોસાઈટી તરફથી તા–૨૪–૧૦–૧૯૦૧ને રોજ, વ્યવસ્થાપક કમિટિએ કરેલા ઠરાવ અન્વયે, કવિ નર્મદાશંકરના પુત્ર રા. જયશંકરને, કવિ દયારામની છબી આપવા માટે, પત્ર લખવામાં આવ્યો હતો. એ માગણી કબુલ રાખી, રા. જયશંકરે, પોતાના પૂજ્ય પિતાના અથાગ પ્રયાસનુંફળ, ગુર્જર જન–મંડળ સમક્ષ મૂકવામાં, પોતાની ઉંચવૃત્તિ દર્શાવી છે. એ પ્રમાણે કવિ દયારામની છબા મેળવી, તેના ઉપરથી મ્હોટી ઓઇલ પેન્ટીંગ તસ્વીર તૈયાર કરાવી, ગઇ તા–૮–૧૧–૧૯૦૨ના રોજ, પ્રેમાભાઈ હૉલમાં, ખુલ્લી મુકવામાં આવી છે. તસ્વીર તૈયાર કરાવવાનું ખર્ચ કહાડવા સારૂ, રા. ભોળાનાથ તરફથી એક ફંડ ઉભુ કરવામાં આવ્યું હતું. અને તેમાંથી સઘળું કામ થયું છે. તસ્વીર ખુલ્લી મુકવાની ક્રિયા, દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇને હાથે, કરાવવામાં આવી હતી. પ્રસંગને અનુસરી તંબુરા તથા નરઘાં સાથે દયારામનાં કેટલાંક પદો પણ ગવાડવામાં આવ્યાં હતાં. જે ખરેખર ઘણું આનંદદાયક થઇ પડયું હતું. એ સમયે રા. રા. મહાસુખરામે, કવિ–પ્રશંસાનું એક નાનું કાવ્ય વાંચી સંભળાયું હતું. જે સારૂ હોવાથી અત્રે ઉતારવું યોગ્ય ધારીયે છીયે.

( આ કવિતા માટે જુઓ લેખ નંબર ૭૪ પાંનું ૯૫મું ) એની સાથે અમે પણ એટલુંજ ઇચ્છિયે છીયે કે, કવિ દયારામની છબી, એના સ્થાનમાં અવિચળ રહે; અને તેની સાથે, એવી બીજી અનેક છબીઓ મૂકાય, અને હૉલની શોભામાં વધારો થાય.

(૯૬) બરોડા વત્સલ–તા. ૭–૧૨–૧૯૦૨. પાનું. ૯

કવિશ્વર દયારામની કીરતીનો વિજય—શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યના રહીશ, કીરતીવાન કવિશ્વર દયારામની કીરતીનો મહિમા, ગુર્જર પ્રજામાં ઘરેઘર ગવાય છે, અને વખણાય છે. તેમાં રૂપીએ એક આંની

કરતાં કમી પ્રજાજનો, દયારામના નામથી અજાંણુ છે. અજ્ઞાંનીઓ અથવા મુંદ્દામ એક તરફી ઉલટા વેશધારી થોડાક સુધારકો શિવાય, એકંદર ન્યાયે સઘળી પ્રજા, કવિ દયારામના કાવ્યથી પ્રસન્નતા સાથે આનંદ ઉલ્હાસ પામે છે. **કવિની કીરતી તેના કાવ્યથી અમર છે.** પરંતુ જો કદાચ કાવની તસબીર જગતના સ્મરણમાં રહે, તો તેપણ ઇતિહાસીક અગત્યનું છે. અમદાવાદની ગુજરાત વરનાકયુલર સોસાઈટીના પ્રેમાભાઈ હોલમાં દબદબા ભરેલા મહાસમાજ સન્મુખ, દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ જેવા મહાવિદ્વાન અને અનુભવે પ્રતિષ્ટિત, આપણા રાજ્યના માજી ચીફ જસટીસ સાહેબને હાથે, ગુજરાતી સાહિત્યના અગત્યના ગહન ઉપકારક, જ્ઞાનવાન કવીશ્વર દયારામની મુબારક છબી, જાહેરમાં ખુલ્લી મુકવામાં આવી છે. તેને માટે ગુજરાત વરનાકયુલર સોસાઇટીને, અને એ ફતેહમંદ અગત્યની યોજનાના યોજક રા. રા. **ભોળાનાથ બાપાલાલ કંથારિયાને ધન્યવાદ વટે છે.** કીરતીવાન કવિની તસબીરની યાદગીરી રાખવી, એ ગુર્જર ભાષા સાહિત્યનું ભુષણ છે. શ્રીમંત ગાયકવાડ સરકારે, પ્રાચીન કાવ્યમાં, મરહુમ કવિશ્વર દયારામના કેટલાક ગ્રંથો પ્રગટ કરેલા છે. તે શીવાય, દયારામ કાવ્યના ઘણા મોટા સંગ્રહો, ગુજરાતી પ્રેસ તરફથી બહુ સારા પ્રગટ થયા છે. વળી **કવિરાજ દયારામ, ડભોઇ ચાંણોદના રહીશ હતા, તે ઉપરથી મરહુમ કવિશ્વર દયારામની યાદગીરી. શ્રીમંત ગાયકવાડ સરકારને માન્યદાયક છે.** આ અગત્યના મહોત્સવની નોંધ રાખતાં, મુબઇના એક મિત્રનું લખવું, સામાન્ય ચર્ચાના અનુમતની માહીતી માટે, અત્રે ઉતારા તરીકે આપીયે છીયે.

(આપછી તા. ૩૦-૧૧-૧૯૦૨ના "પંચડાંડ" માંથી—કવિ દયારામ વિજય—એ નામના લેખનો પુરેપુરો ઉતારો રજુ થાય છે. તે માટે વાંચો લેખ નંબર. ૮૪ મો.)

(૮૭) **હિતેચ્છુ**-તારીખ. ૧૧-૧૨-૧૯૦૨

કવી દયારામની છબી, અને તેમના ભકતો-(એકવાર વધારે.) મરહુમ કવી દયારામની કવીતાના સંબંધમાં, મી૦ ઝવેરી બહાર આવ્યા પછી, તેમની છબી, ગુ૦ વ૦ સો૦માં, સોસાઇટીના ખરચે મુકાવવાને, તેમની જ્ઞાતીના એક સાઠોદરા ગ્રહસ્થ, સોસાઈટીના કેટલાક મેંબરોની, અને બીજાની સહી સાથે, એક પત્ર ગુ૦ વ૦ સો૦ પર મોકલાવ્યો. ખરૂં છે કે, અમુક બાબતપરના પત્રમાં, સહીઓ લેતી વખતે, સહી કરનાર, અમુકની સહી જોઇને, સહી

કરે છે. પણ તે બાબતમાં વધારે ઉંડા ઉતરવાની તેમને જોગવાઇ મળતી નથી. આજ મુજબ, દયારામની છબી, સોસાઇટીના પૈસાથી ખરીદ કરવાની વાત્ત અમારા જાણવામાં આવ્યાથી, અમે તે માટે વાંધો ઉઠાવ્યો હતો કે, અમુક ગ્રહસ્થ અથવા વિદ્વાન કે કવી—ની છબી સોસાઇટીના પઇસાથી ખરીદ કરવા માટે, એ સોસાઇટીનું ફંડ નથી. પણ ગુજરાતી ભાષાના વધારા અને સુધારા માટે વાપરવાનું ફંડ સમજીને, તેના મેંબરોએ, તે ફંડમાં, ઠરાવેલી રકમ ભરી છે. અને કેટલાકે ઉદારતાથી મોટી રકમો પણ ભરી છે. વધારામાં એમ પણ જણાવ્યું હતું કે, **દયારામની કવીતાનો** કેટલોક ભાગ એવો છે કે, સંસારી ઘરમાં, પિતા, અથવા ભાઇ,—પુત્રી, કે બેહેન આગળ વાંચી શકે નહીં, **એવો નીરલજ** છે. અને તે માટે, આગળ બુદ્ધિપ્રકાશમાં કેટલુંક વિવેચન આવી ગયું છે. તેમજ મરહુમ **કવી દલપતરામે કહ્યું છે કે, જે કવિતા, પિતા—પુત્રી આગળ, અને ભાઈ, બેહેન આગળ વાંચી શકે, તેજ ખરી કવીતા સમજવી.** બાકીની બીભસ્ત કવીતાને કવીતા કહી શકાય નહીં. મતલબ, સારી કવિતા, કુટુંબમાં મા, બેહેન, કોઇ પણ પુરૂષ, અને પુત્રી વાંચી શકે, અને કોઇ પણ સ્ત્રી, પોતાના પિતા, ભાઇ અને પુત્રો આગળ વાંચી શકે, તેને કવિતા સમજવી. **આમ છતાં,** કવી દયારામની કેટલીક કવીતા, તેવી નથી. અને તે વાત તેમની હીમાયત કરતા પણ કબુલ કરે છે, તો તેવા કવીની છબી, સોસાઈટીના પઇસામાંથી ખરીદ કરાય નહીં. વળી સોસાઇટીની સ્થાપનામાં, અને તે પછી સોસાઈટી માટે સંપુર્ણ પ્રયાસ કરનાર કવી દલપતરામની છબી પણ, સોસાઈટીના પઇસાથી ખરીદ કરાઈ નથી. તેમજ સોસાઈટીના સ્થાપક મી૦ ફારબસની છબી, તેમના માટે થએલા ફંડમાંથીજ કરાવીને મુકવામાં આવી છે. પણ સોસાઈટીના ફંડમાંથી તે કરાવી નથી. માટે તે છબી, જોઇએ તો તેમના ભકતો પોતામાં ઉઘરાણું કરી ખરીદ કરે. અમારી આ તકરારના મુદ્દાથી, કવિ દયારામના ભકતો, અને થોડાક તેમના નાતીલાઓ, જેઓ સોસાઇટીના પઇસાથી પોતાના જ્ઞાતીલાની છબી ખરીદ કરાવવા માગતા હતા, તેમાં તેઓ નિષ્ફળ થયા છતાં, હજુ **મીયાં પડયા પણ ટંગડી ઉંચી,—નીમાફક, કેટલાકો બકબકાટો કરી રહયા છે. પણ અમે** તે બાબતમાં **જરા પણ દરકાર કરતા નથી.** અમારા વિચાર, સોસાઈટીના વિદ્વાન મેંબરો અને પ્રેસીડેન્ટને પસંદ પડયા, અને તેમણે તે માટે સોસાઈટીના પઇસા આપવા ચોખ્ખી ના પાડી. છતાં કેટલાક પેટના બળેલા, તે માટે જાણે એક મોટું પરાક્રમ કર્યું હોય એમ, હજુ ફૂલાતા રેહેતા નથી. અને સ્થિતિચુસ્તના

કહેવાનો હજુ તેઓનો શોક સમાતો નથી. પણ તેમાં **અમારો ઈલાજ નથી.**

અમે જોઇને ઘણાજ દીલગીર છીએ કે, ગુ૦ વ૦ સો૦ તરફથી બહાર પડતા બુદ્ધિપ્રકાશમાં, કવી દયારામના સંબંધમાં, આગળ શું લખાણ થયું છે, તેથી તેના હાલના જુવાન એડીટર અજાણ છે. ગુજરાતની પ્રજા ઘણી રંક છે. તેને વિદ્યા, હુનર, અને સદ્‌બોધની ઘણી જરૂર છે. કારણ, વચલા વખતમાં, શાક્ત-કાંચળીઓ પંથ-રાસમંડળી જેવાએ, પ્રજામા અતિશય અનિતિ પ્રસરાવી મુકી હતી. તેથી તેમ કરવાની જરૂર, તેના માજી એડીટર કવીશ્વર દલપતરામે, પોતાના હાથમાં તે હતું ત્યાં સુધી, તે પુરી પાડી છે. આ દેશ કેળવણીમાં ઘણો પછાત છે, અને પ્રજા ઘણી નીરધન હોવા સાથે પરદેશી રાજ્યોના હુમલાથી પાયમાલ થઇ ગયો છે. **ઇશ્વર કૃપાથી અંગરેજી રાજ્યના હાથમાં** તે આવવાથી, તેને કેળવણીના ઉદયનાં દરશન થવા લાગ્યાં છે. તે સમયમાં તેને શાંત રસ આપી, તેને વિદ્યા હુનરમાં પ્રવિણ કરવાની ઘણી જરૂર છે. **જે દેશમાં દ્રવ્ય વધે છે, ત્યાંના લોકો શૃંગાર રસના શોખીન થઇ જાય છે.** અગાઉ આ દેશ સમૃધ્ધિમાં સંપુરણ હતો. તે વખતે શૃંગારરસનાં ઘણાં પુસ્તકો લખાયાં હતાં. પણ તે ઘણાં મર્યાદામાં હતા. પાછળના વખતમા, દેશ નિરધન થયો, લોકોને ધંધો રહયો નહીં-તેવા વખતમાં, કવી દયારામ જેવા ઘણાક લોકો, **અયાસી** થઇ ગયા; અને **કૃષ્ણને નામે બિભસ્ત શ્રૃંગાર લખવા માંડયો.** જેમાં ભાગવતમાં દશમસ્કંધ કોઇએ મેળવી દીધો. અને તેજ મુજબ, હિંદુસ્થાની અને બીજી ભાષામાં પણ, શ્રૃંગારની કેટલીક બિભત્સ, નીરલજ કવીતાઓ થઈ. તેમાં **આપણા ફાંકડા કવિ દયારામે તેવી** કવીતા **કરી છે.** પણ હાલના કેળવણીના ઝાંખા ઉદયમાં, પ્રજાને તેવા રસથી કવીશ્વર દલપરામ જેવા સુજ્ઞ વિદ્વાનો દુરજ રાખવાનો પ્રયત્ન કરતા આવ્યા છે. આમ છતાં ,મુરખ અને અજ્ઞાનો, ગુલબંકાવલી, સુડા બોહોતેરી, સદેવંત સાવળીંગા, ગજરામારૂ, વિગેરે લાખ્ખો પુસ્તક વાંચવામા પોતાનો કાળ અને પઇસા ગુમાવે છે, તેમને સુનાતીપર વાળી, ગુજરાત દેશની આબાદી કરવા માટે, **સમજુઓને બાયરન અને પોપનાં બીભત્સ લખાંણ, હાલમાં જરૂરનાં નથી.** ગુજરાતી પ્રજા જ્યારે દ્રવ્યવાન અને વિદ્વાન થાય, ત્યારપછી તે પ્રજાને ઇગ્લાંડના જેવી રસિક બનાવવાને, તે વખતે, આપો આપજ પ્રયત્ન થશે. હાલના જુવાનોને, તેમની આવતી ઓલાદ માટે, મેહેનતુ, નિતીમાન અને સદાચારી થવાની ઘણી જરૂર છે. અને તે જરૂર માટે, તેમને વિદ્વાનોએ

કવીશ્વર દલપતરામના સુનીયમને ધ્યાનમાં રાખીને જ, પ્રજાના માર્ગ દરશક થવું જોઈએ. દેશમાં ઘણા કાળના અજ્ઞાનથી, પ્રજા વરગમાં, અનિતી પ્રસરવામાં બાકી રહી નથી. **મનુષ્યનું મન, અને જળનો પ્રવાહ હમેશાં નીચી જગોમાં ઢળી પડતાં વાર લગાડતું નથી.** અને તેજ મુજબ, હાલમાં દેશમાં **કવી દયારામ જેવા લાલાજીઓથી** વ્યવહાર ચાલતો હોય, ત્યાં કવી દલપતરામ જેવાની ઘણી જરૂર છે. કોઈ પણ મનુષ્યના ગુણદોશો તેના કાર્ય પરથી કહી શકાય છે. **કવી દયારામ ગમે તેવા સારા હશે,** પણ તેમની કવંતાથી તેમના વિચારની તુલના થાય, તેમાં વિશેષ નથી. કવી સામળે જે વખને કવીતા કરી, તે વખતે લોકોનું વલણ કેવું હતું? તે તેમની રચેલી કવીતા પરથી સમજી શકાય. પરંતુ આચાર-વિદ્યાનો વધારો કરવાના અગત્યના સમયમાં, વિદ્વાનો તે કવીતાને પસંદ ન કરે, તો તેમાં નવાઈ નથી. અને તેજ ધોરણે દેશનો ઉદય કરવામા આતુર રહેલા વિદ્વાનો, કેળવણીને માટે તેવોજ પ્રયાસ કરે છે. **ચાલતા માસના બુદ્ધીપ્રકાશમાં દયારામની છબી** માટે, તેના જુવાન એડીટરે, જે લેખલખી, પોતે દયારામના જીવન ચારત્રની ચોપડી બહાર પાડેલી ખપાવવાનો પ્રયત્ન કર્યો છે, તે ભલે તેઓ તેમના લાભ માટે, ચહાય તેમ કરે, તેમાં અમે ખુશી છીએ: પણ **ગુ૦ વ૦ સો૦ ના** સેક્રેટરીના હોદ્દા તરીકે, આ બાબત ખાસ ધ્યાન આપવા જેવી અમે સમજીએ છીએ કે. તેમના તેવા પ્રયાસથી, બુદ્ધિપ્રકાશ, મરહુમ સેક્રટરી કવિ દલપતરામના વિચાર અને આચારને કેટલી રીતે ઉલટાવી દે છે, તે તપાસવા જેવું છે. કારણ, તે વખતમા, બુદ્ધિપ્રકાશથી, પ્રજાના આચાર વિચાર અને નિતીમાં જે સુધારો વધારો કરવાનો પ્રયાસ થયો હતો, તે ઉલટાઇ જાય, તો સોસાઈટીના સારા હેતુઓ કેમ બર આવશે? તે વિચારવાનું કામ, તેના વિદ્વાન સેક્રેટરીનું છે. જુવાન એડીટર સાહેબ, કવિ દયારામથી એટલા રસમય થયા છે, કે **બુદ્ધિપ્રકાશમાં**, પોતાના વિષયમાં **લખે છે** કે—" કવિ દયારામ પ્રાચીન અને અરવાચીન ગુરજર કવિઓમાં, પ્રથમ પંકિતમાં મુકવા લાયક છે. " આ શબ્દોમાંજ અમે આટલી સુચના કરી છે. અને છેવટે એટલુંજ જણાવીએ છીએ કે, કવિ દયારામની છબી, સોસાઇટી પાસે ખરીદ કરાવવા, જે તેમના ભક્તો નીકળ્યા હતા, તેઓ પોતાના હેતુમાં નિષ્ફળ થયા છતાં, હજુ " માઆં પડયા પણ ટંગડી ઉંચી" રાખવા જેવો **પ્રયત્ન નહીં કરે, તેમાંજ તેમની શોભા છે** બાકી ખોટી બડાઇથી, પ્રજા તો તેમનું પોલ પામી ગઇ છે, એમાં શક નથી. માટે હજુ વિચાર કરે, તો સારૂ. પછી જેવી તેમની ઇચ્છા. કવિ દયારામના સંબં-

ધમાં, બુદ્ધિપ્રકાશમાં, તેમનાં વખાણ કરતાં, સોસાઇટીમાં કવિ દયારામની છબી મુકતાં, રા. મહાસુખરામે ગાએલી કવિતા, ઉમંગથી દાખલ કરી છે. પરંતુ એડિટર સાહેબે કવિશ્વર દલપતરામની નીચેની કવિતાપર ધ્યાન આપ્યું નથી.

(મનહર છંદ.) બાળક વાંચે, તો તેની બુદ્ધિમાં બગાડ થાય,
જુવાન વાંચે, તો તે જરૂર વહી જાય છે;
વૃધ્ધ જન વાંચે તો, તે લાગે તેને વિષ જેવી,
થુ થુ કહી, જે કવિતા ઉપર થુંકાય છે.
બગીનીઓ સાંભળતાં, ભાઇથી ભણાય નહીં,
લાજવાળાં માણસો, તો વાંચતાં લજાય છે;
કોણ એવી કવિતાને, કહેશે જે કવિતા છે,
કવિતા તો સઉને, સુખકારક ગણાય છે.

(૮૮) **પ્રજાબંધુ**–તા ૧૪–૧૨–૧૯૦૨

**કવિ દયારામની છબી, અને "બુદ્ધિપ્રકાશ"**–કવિરત્ન દયારામની છબી સંબંધે, લગભગ વર્ષ, દોઢ વર્ષ સુધી ચર્ચા ચાલી. અને દરમીયાન, મરણ વશ થયેલા ગુર્જર કવિરત્ન ઉપર, એક પત્ર તરફથી, અણછાજતા અંગત હુમલા થયા. પણ આખરે તે છબી પ્રેમાભાઈ હોલમાં મુકવામાં આવી. અમને જોઇને આનંદ થાય છે કે, ગુજરાતના એક પ્રથમ વર્ગના સરસ્વતિ મંદિર લેખે ગણાતી, અને વિદ્વાન ગૃહસ્થોની વ્યવસ્થા નીચે ચાલતી, ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી, પ્રતિમાસે પ્રકાશ પામતા, "બુદ્ધિ પ્રકાશ" પત્રે, કવિરત્ન દયારામની છબીને–કહો કે તેની ચર્ચાને,–**યોગ્ય અવસરે, યોગ્ય ન્યાય આપ્યો છે.** એ છબીના સંબંધમાં, ગુર્જર વિદ્વાનોના અભિપ્રાય દર્શાવવાને, "બુધ્ધ પ્રકાશ" ના કરતાં વધારે સારૂ સાધન, અમારા ધારવા પ્રમાણે, અન્ય કોઈ નથી. સ્થળ સંકોચને લીધે, એ લેખમાંનો નીચેનો ભાગ લઇએ છીએ. (આ પછી, જે લેખના પહેલા પેરેગ્રાફનો, પુરે પુરો ઉતારો રજુ કરેલો છે, તે માટે જુઓ નંબર ૮૫ મો )

(૮૯) **પંચદંડ**–તારીખ ૨૧–૧૨–૧૯૦૨

કવિ દયારામ, અને તેમના વિરોધિયા–કવિતાઈ શૃંગારના નિંદકો–કવિ દયારામના સ્મારક અર્થે ફંડ થયું, તેમની છબી મેળવાઈ, તે છબી મોટા માન–મેળાવડા સાથે, અમદાવાદ ખાતે, ગુ૦ વ૦ સો૦ ના હૉલમાં મેલાઇ; અને તોપણ આશ્ચર્ય કે, તેમના વિરોધી બખાળનારાઓના બખાળાતો હજુ ચાલુજ રહેલા જણાય છે. બખાળનારાઓ ગુજરાતના આ

કવિરત્નની, શૃંગાર રસિક કવિતાને માત્ર વખોડીનેજ અટકતા **નથી**; પરંતુ આગળ વધી, ખુદ શૃંગાર રસિક કવિતાનેજ ખોટી તથા હાનિકર્તા **કહેછે.** તેમની તકરાર એવી છે કે, શૃંગાર રસિક કવિતા, ઘરમાં મા, બેન, કે બેટી સન્મુખ વાચી શકાતી નથી. તે વાંચતાં લજ્જા પ્રાપ્ત થાય છે. અને તેટલા માટે તેવી કવિતા અયોગ્ય છે. અને તે જોડનારા કવિઓ, માનને લાયક નથી. આ જાતની તકરાર કરનારાઓ, જેમ શૃંગારરસની ખરી ખુબી કે મતલબ સમજી શકતા નથી, તેમ દુન્યાઈ વ્યવહારની વિચિત્ર રીતીઓ સમજતા પણ જણાતા નથી. જો એમજ હોય કે, ચોકસ કાર્યો, કે વાણી, પુરૂષો ને સ્ત્રીઓ વચ્ચે, લજ્જા ઉપજાવે એવાં હોય, માટે તે કરવાં કે વદવાંજ નહીં, તોપછી. **દુન્યાનો સંસાર–વ્યવહાર ચાલી શકેજ નહીં.** તે માટે નમુના દાખલ, આપણે થોડાક વ્યવહારિક દાખલા લઇશું. નાટકોમાં શૃંગારરસની માત્ર વાંણીજ આવતી નથી, પરંતુ તેને સાક્ષાત રીતે ભજવી બતાવવામાં પણ આવે છે. અને તે એક બાપ, પોતાની બેટી સાથે, ધણી ધણ્યાણી સાથે, ભાઇ બેન સાથે, બેશીને ખુશી સાથ જોયછે. આપણા હિંદુઓનો **શકુંતલા નાટક**, એક પુજ્ય બનાવ ઉપર, અને **પુજ્યકર્તાથી લખાયેલો છે. અને તેમાં હુડહુડતો શૃંગાર છે. વૈદક કોલેજોમાં**, જુવાન અને જુદી જુદી જાત ન્યાતના પુરૂપ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. તેમાં શરીરના ઘણાજ ગુપ્ત ગણાતા ભાગોનાં વર્ણન તેમને સાંભળવાં પડે છે. અને ખુદ **મનુષ્યનાં નગ્ન શરિરોની તપાસ** પણ **લેવી પડે છે.** કેટલાક દેવ–દેવીઓની, તેમજ બીજી કેટલીક કલ્પિત છબીઓ, નગ્ન સ્થિતિમાં હોય છે. અને તે છતાં તેવી છબીઓ, રાજવંશી મેહેલો, તેમ ગ્રહસ્થોનાં ઘરોમાં, નવાઇના નમુના દાખલ, બિરાજમાન રહે છે. **ડિક્ષનેરીઓમાં, સાધારણ શબ્દો જોડે**, શૃંગારના, અનીતિના, **ગાળ ગળોચના**, શારીરિક છુપા ભાગો તથા કૃત્યોના **શબ્દો પણ હોય છે.** અને તેવા ગ્રંથો વિના, કોઈ વિદ્વાન કે વિદ્યાર્થીને ચાલતું નથી. વર્તમાન પત્રોમાં, પોલાસ કોર્ટો વગેરે અદાલતના છપાતા રિપોર્ટોમાં, કેટલીક વાર આપણને લજવાવે તથા કમકમાટ ઉપજાવે, એવી બાબતો છપાય છે. અને તોપણ તે વર્તમાન પત્રો ઘેર ઘેર, ને કુટુંબમાં વંચાય છે. ત્યારે જો શૃંગારરસને કારણે, એક કવિની કવિતાને, આપણે નુકસાનકારક ગણીએ, તો આ સર્વને પણ તેવાંજ ગણવાં કે કેમ? **નાટકો બંધ કરવાં? વૈદક કોલેજોના દરવાજા, સ્ત્રી**વિદ્યાર્થીઓ સામે બંધ કરવા? દેવ–દેવીઓ **વગેરેની નગ્ન** છબીઓનો નાશ કરવો? **ડિક્ષનરીઓ બાળી નાંખવી?** વર્તમાન પત્રોમાં

તેવા રિપોરટો નહીં છાપવા ? અને તે સર્વના કર્તાઓ કે લેખકોને ફાંસી લટકાવવા ? **કાંકે, કવિ દયારામના વિરોધીઓના મત પ્રમાણે, તેઓથી નીતિનો ભંગ થાય છે, અને સ્ત્રી-પુરૂષો વચ્ચે, લજ્જા ઉત્પન્ન થાય છે ! !**

**નામાંકિત ફારસી કવિ શેખ સાદી,** જેમ એક ઉત્તમ પંકતિનો કવિ થઇ ગયો છે, તેમ તેની "ગુલેસ્તાન" કેતાબ, તેની સર્વો–તમ શાયરી ખુબી માટે જગતમાં વખણાય છે. એક નીતિનું પુસ્તક. એક સુફી પુસ્તક, એક ફીલસુફીનુ પુસ્તક, એક રાજદ્વારી પુસ્તક, ઇત્યાદી દાખલ, તેની સત્તા એટલી બધી છે કે, એક રાજ્યના પ્રધાન થવા માટે, તે પુસ્તકનો અભ્યાસ અગત્યનો, બલકે ફરજીઆત સમજવામાં આવતો હતો. ફારસી સાહિત્યકારોમાં, આગળ એવી એક કહેવત મિસાલ ચાલતી હતી, કે "ગુલેસ્તાન, બોસ્તાન, ઇન્સા ખલીફા, શાહનામું, અને મુસફર ઝુલીખાં, એટલી કેતાબો, જો તેના ભિતરના ભેદો સાથે, પકી રીતે, **સમઝીને શિખવામાં આવે, તોપછી બીજી કેતાબો શિખવાની આવશ્યકતા રહે નહીં.**" આમાં કાંઇજ નહીં, પણ આ પાંચ કેતાબોને, બીજી તમામ કેતાબોથી ઉંચી પ્રતિની જણાવવાની નેમ રાખવામાં આવેલી છે. અને તેમાં પણ, પહેલે નંબરે, સદરહુ ગુલેસ્તાન કેતાબ મેલાઇ છે. તેજ ગુલેસ્તાન કેતાબ મધ્યે, તેના મહાત્મા કર્તા **સાદી,** જે એક સાધારણ નહીં, પણ સુફી **બ્રહ્મચારી** કવિ **તરીકે ગણાય છે, તેનો આખો એક બાબ શૃંગાર, કિંવા પ્રીતિ ઉપર રચેલો છે.** અને તેમાંની કેટલીક વાતો તથા ઈશારા, એટલાતો ખુલ્લા છે. કે હાલના જમાનાના પેલા **શૃંગારની સૂગ ધરાવનારા બગલા ભગતો, જો તે વાંચે,** તો અમને લાગે છે કે, **તેઓ કુવો તળાવજ કરવા માગે !** **અને** તોપણ **એજ કેતાબ, આપણી** શાળાઓ, પાઠશાળાઓ, તથા મહાન **શાળાઓમાં, સ્ટાનડર્ડ બુક તરિકે ચાલે છે.** થોડીજ મુદ્દત પર આપણી પ્રજાની નીતિ રીતિનું રક્ષણ કરવાની રાહબરી (!) ઉપર રોકાયલા ચોકસ અમલદાર સાહેબના ભેજાનો કીડો એમજ ચવડી આવ્યો કે, સદરહુ પ્રકારના શૃંગારરસિક ઇશારાઓને લીધે, આ કેતાબ, બિભત્સ લખાણના વર્ગમાં આવેછે. માટે તેનો ફેલાવો થતો અટકાવવો જોઇએ ! પણ સારા ભાગ્યે, આ જમાનો એવા શેખચલ્લી વિચારોનો જમાનો નથી. **તરતજ તે સામે, પ્રજાપોકાર ફાટી નિકળ્યો.** અને એ ચક્રમ વિચાર, **હવાઇ પરપોટા પેરે, હવામાં અટવાઇ ગયો.** દિલગીર છિયે કે, સ્થળ સંકોચ-ને લીધે, આ વિષેનું વિવેચન. અમોને, હવે પછીની તક માટે. મુલતવી રાખવાની ફરજ પડે.

## (૯૦) સમાલોચક-જાનેવારી સને ૧૯૦૩-પાનું ૩૨થી ૩૪

**કવિ દયારામ**—ગુજરાતના કવિશિરોમણી, કવિ શ્રીદયારામભાઈની છબી, ગુજરાત વર્નાકયુલર સોસાઇટીમાં મુકવાની વાત બહાર આવતાં, તે સાંમે કેટલીક તરફથી વાધો લેવાયો હતો. અને ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે ગુજરાતીઓમાંથી એકઠાં થએલાં નાંણાંનો, તેમાં ઉપયોગ કરવો, એ યોગ્ય ગણાયું નોહોતું. જે ભાષાના સુધારા વધારા વાસ્તે, એ નાંણાં એકત્ર થએલાં છે, તેજ ભાષાના એક ઉત્તમ કવિની પ્રતિકૃતિ માટે, તેનો ઉપયોગ અયોગ્ય ગણાય. તો તેનો સંચય કેમ નિરથક ન કહેવાય? કવિની છબી માટે નવું ફંડ સ્થાપવું પડ્યું. અને તેમાં પણ, ગુજરાતે કેવો ઉત્સાહ બતાવ્યો? કંઇજ નહીં. ગુજરાતમા જે કવિની વાંણી, ઘેર ઘેર, આંગણે આંગણે, નિત્ય ગવાતી હોય, તે કવિશ્રીની છબી માટે, ગુજરાત જ્યારે આવું મૌન દર્શાવે, ત્યારે તેને માટે કેવો વિચાર બંધાય? કવિ દયારામની છબી માટે સ્થપાયલા ફંડમાં, હજી રૂ ૩૦૦ ની રકમે પુરી ભરાઇ નથી. જે કવિના પુસ્તકોની હજારો નકલોમાંથી, હજારો માણસ કમાણી કરે, તે કવિની છબી માટે, લોકમાં આટલીજ ભાવના!!

કવિશ્રી દયારામની વિરૂદ્ધ પડનારાઓ જણાવે છે કે, તેમણે શૃંગારની કવિતા લખી છે, માટે ઉપેક્ષા કરવી. કેવો નીતિનો સિદ્ધાંત! આવા સાધુ પુરૂષોની નીતિને, આપણે કેટલો ધન્યવાદ દઇએ! કવિ દયારામેજ નહી, પરંતુ જેટલા કવિઓ આ ભુતળ ઉપર થયા છે, તેટલા કવિઓએ, એજ રસ ઉપર જીવન ગાળ્યું છે. અને લોકો પણ નીતિનાં શીક્ષણ આપો કે ન આપો—પણ એજ રસમાં એકતાર રહેવાના; ને રહ્યા છે. પશુઓ સરખાં, જે રસના ઉન્માદમાંથી મુકત નથી, તે રસનો તિરસ્કાર કરનાર યોગીઓ, જગતને ભ્રમમાં નાંખનારા છે. અસ્તુ. દયારામની એવી કેવી કવિતા છે કે, જે તેમને આટલી બધી અળખામણી લાગે છે? જગત ઉપર કવિનો હુન્નર સર્વોત્તમ ગણાય છે. અને દયારામભાઇ, તેમના કાવ્ય આર્ટમાં એવા નાજુક નમુનાઓ બનાવી ગયા છે— કે જે, આજે નહી, પણ હજારો વર્ષે પણ, અસ્પર્ધીજ રેહેશે. જગત ઉપર, જો કોઇપણ નાજુક આર્ટ હોય, તો તે કવિતાનો છે. કે જેમાં, કવિઓ, મનુષ્યના હૃદયના ઉલ્લાસોનુ આબેહુબ વર્ણન કરે છે. ઉંચામાં ઉંચો એજ કવિ છે, કે જે નાજુકમાં નાજુક, અને ખરેખરા મનુષ્યના વિકારો તથા ઉત્સાહના ઉલ્લાસોનું મનોવેધક ચિત્ર ચિતરી શકે. કવિશ્રી દયારામભાઇ, આ

જાતના સર્વોત્તમ કવિઓમાંના એક છે. તેમણે તરૂણ હૃદયોના મનોવિકારોનાં જે ચિત્ર ચિતરી બતાવ્યાં છે, તે અનુપમ, અને એવાં સ્વભાવિક છે, કે જેવાં ચિત્ર, બીજા કવિઓનાં કાવ્યોમાં, જવલ્લેજ દ્રષ્ટિએ પડે ? આવા અતિ નાજુક, અને સ્વભાવિક આર્ટને માટે, કવિશ્રી દયારામભાઈનાં કાવ્ય શ્રેષ્ટ છે. અને તેવા એક કવિની પ્રતિકૃતી માટે, આપણે સદ્‌ભાવ ને અભિમાન રાખીયે, એ પણ સ્વભાવિક હોય. મનુષ્યોનાં મન વાંચવા, અને ઉન્માદમાં આવેલા તારૂણ્યના હૃદયનું ચિત્ર ચિતરવું–એ એક ઓછું સ્તુતિપાત્ર કાર્ય નથી. એજ ખરેખરો કવિ છે, કે જે, મનુષ્યના હૃદયનાં ચિત્ર બતાવી શકે. The poet is a man, speaking to man, as a man. વળી તેની વધારે ચતુરાઈ તો એમાંજ છે કે, **થોડામાં ઘણું**, અને વધારે ઉંડું દેખાડી શકે. દયારામભાઇ એક નાંના પદથી સહૃદય મનુષ્યની સન્મુખ, જે મનોવિકારના આવેશમાં લેવાયલા મનુષ્યને ખડું કરે છે, તે ખરેખર તેમની સૂક્ષ્મ બુદ્ધિનો, અને કાવ્ય–ચતુરાઇનો ઉત્તમોત્તમ નમુનો કેહેવાય. વળી તેઓ ટુંકામાં, બહુ ભાવથી ભરપુર કાવ્યો દ્વારા, હજારો હૃદયોને, પોતાના ચિત્ર પાછળ ઘેલાં બનાવે છે. અને તેથીજ, તેમની મહત્તા, અને આર્ટ અલૌકીક છે. રસકિન કહેછે કે—He is the best poet, who can, by the fewest words, touch the greatest number of secret chords of thoughts, in his reader's own mind, and sets them to work, in their own way- બીજા કોઇપણ રસ કરતાં, શૃંગાર રસમાં ઘેલાં થતાં, ઉન્મદ થતાં, અને ઉશ્કેરાતાં હૃદયો ચિતરવામાંજ, ઉચી કવિત્વશકિત જોઇએ છીયે. આ વિરલ કાવ્ય–શક્તિ, દયારામભાઈમાં છે. એતો કોઇથી પણ ના પાડી શકાશે નહિંજ. પ્રતિપક્ષિઓ જે પદોથી છેડાઇ ગયા છે, તેજ પદોની પાછળ, ગુજરાતનાં હજારો હૃદયો કેવું સ્વભાવિક ચિત્ર જુએ છે, તે જુઓ:—'રાતલડી, કોની સંગેરે જાગ્યા, ઘાયલ છોજી, નેત્ર આંણુ કોનાં વાગ્યાં. રાત૦'...આંમાં એક તરૂણ નાયક, અને તેના ઉપર પ્રણય રાગ દર્શાવતી નાયિકાનાં જે રસભર, ચિત્ર, વાંચકની સન્મુખ ખડાં કરાયલાં છે, તે શું ઓછાં સ્વાભાવિક, અને દયારામભાઇની કાવ્યશક્તિને ઓછાં શોભાસ્પદ છે.—વળી કાવ્ય કોનું નામ ? વર્ડ્‌ઝવર્થ કવિ કહેછે કે, Poetry is the spontaneous overflow of powerful feelings. Poetry is impassioned truth શૃંગાર શિવાય બીજા રસોમા, વૈરાગ્યમાં, અનેભક્તિમાં, કવિ દયારામભાઇએ એવાં મનુષ્ય હૃદય, આપણને કાવ્ય–કળામાં ચિતરી

બતાવેલા છે, કેજે, આપણને તેમની ચતુરાઇ ઉપર ધન્યવાદ અપાવતાં, અનેક રસમાં, અનેક અનુભવ અને શિક્ષણનાં દ્રષ્ટાંત આપે. ગુજરાત, તેમના ક્ષર દેહની પ્રતિકૃતિ રાખો, કિંવા ન રાખો, પણ તેઓ તો સહૃદયોના હૃદયોમાં, જ્યાંસુધી ગુજરાતી ભાષા બોલાય છે ત્યાંસુધી, જેવાંને તેવાંજ અમર છે. પોતાના દેશના, અને પોતાની ભાષાના, આવા લોકોત્તર શક્તિવાળા મહાન નરો, અને કવિઓ માટે, આપણે અભિમાન. શ્રધ્ધા, સદ્‌ભાવ, અને પુજ્યબુદ્ધિ રાખવી જોઇએ. એમની છબી માટે ઉઘડેલા ફંડમાં, બસે ત્રણસે રૂપીઆ જેટલી પણ રકમ, આહાવા ધનાઢ્ય અને વિશાળ ગુજરાતમાંથી ભરાય નહિ, એ આપણે ગુજરાતી લોક માટે ઓછું શોચનીય નથી.

---

# કવિચર્ચા--ભાગ ૩ જો.

## દયારામ જયંતીઓ વિગેરે........

### (૯૧) ગુજરાતી-તા. ૨૨-૩-૧૯૦૩-ખબર પત્રો—

અમદાવાદ-તા. ૧૯ મી માર્ચ-હોળીનો સદુપયોગ-ગયા શનિવારે, અમદાવાદમાં, ખાડીયામાં, સાડોદરા નાગરોના હાટકેશ્વર મહાદેવના મંદીરના સભા-મંડપમાં, ધુળેટીની ગમ્મત નીમીત્તે, એક મેળાવડો થયો હતો. દી. બા. અંબાલાલ સાકરલાલ, રા. બ. મોતીલાલ લાલભાઇ, રા. રા. વ્રજરાય સાકરલાલ વકીલ, રા. રા. બાપુજી જગન્નાથ, મી. ઠાકોરલાલ-પરમોદરાય. મી. નરસીલાલ નરોતમદાસ, રૂના દલાલ ગિરધર માસ્તર, વિગેરે સદગૃહસ્થો, તથા ઇંગ્રેજી ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓ, અને કન્યાશાળાની બાળાઓની સારી સંખ્યા એકઠી મળી હતી. ગઈ સાલ માફક, આ વર્ષે પણ, સુરદાસ, નંદદાસ, આદી નવા જુના, દેશી પરદેશી, પ્રખ્યાત કવિઓનાં લોકપ્રિય પદો, હોરીઓ, ગઝલો વિગેરે, વાજીંત્ર સાથે ગવરાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. તે ઉપરાંત, શાળાના વિદ્યાર્થીઓએ, હારમોનીયમ સાથે, કેટલીક નીતિ બોધની કવિતાઓ ગાઈ બતાવી હતી. અને મોટી વયના તરૂણોએ, સરસ્વતીચંદ્ર, નર્મકવિતા, પ્રેમજીવન, વિગેરે પુસ્તકોમાંથી કવિતાઓ ગાઇ, સભાનું મનરંજન કર્યું હતું. સૌથી ધ્યાન ખેંચનારી મુખ્ય વાતતો એ હતી કે, મરહુમ રા. બા. રણછોડલાલની કન્યાશાળામાંથી, પાચ ન્હાંની, હોંશિલા બાળાઓએ, " ઇતિહાસની આરશી "—એ નવળરામની ગરબી, તથા કવિ દયારામ કૃત " શીક્ષાશાંણુાને " એ કવીતા, ઘણીજ સારી રીતે ગાઇ, સભાજનોનો ધન્યવાદ મેળવ્યો હતો. આ તેમની હોશીયારી માટે, તે કન્યાશાળાની મુખ્ય મેહેતીજીએ લીધેલો શ્રમ, પ્રસંસાને પાત્ર છે. એ પાંચે બાળાઓને, રા. બા. મોતીલાલ તરફથી, ઓરણાં આપવામાં આવ્યાં હતાં. અને દી. બા. અંબાલાલ સાકરલાલ તરફથી, સર્વેને મિઠાઇ વેંહેંચવામાં આવી હતી. તેમજ, કવિદયારામ-સ્મારકફંડમાંથી, તે કવિની કવિતા સારી રીતે ગાઇ બતાવ્યા માટેના ખાસ ઉત્તેજન માટે, ઉપરની પાંચે બાળાઓને એકેકી પેટી ઈનામ તરીકે આપવામાં આવી હતી. જેની અંદર " પાકશાસ્ત્ર, " અને કવિ દલપતરામની ગરબાવળી, એ ન્હાંનાં પુસ્તકો, બંગડીયોની જોડ, કેનવાસનો કડકો. પચરંગી ઉન, ઉન ભરવાની અંકોડી. વિગેરે સામાન હતો. અહાવી રિતના વાર્ષિક મેળાવડા, હોળી જેવા તોફાની પર્વમાં કરવાનો ઉદ્દેશ, ઉધમાતી છોકરાંને મર્યાદા તથા વિવેક રહીત થઈ ગદ્ધામસ્તી કરતાં અટકાવવાનો છે. અને તે માટે, જે હિલચાલ

ગઇ સાલથી, મી. ભોળાનાથ બાપાલાલ તરફથી શરૂ થઇ છે, તે સ્તુતિપાત્ર, તથા અનુકરણ કરવા જેવી છે. એજ રીતે સર્વ સ્થળે, ગમ્મતની બેઠકો થાય, અને ઇલાજીના વરઘોડા, ગાજરીયા છાપોનું તોફાન, તથા ધુળ ઉંછાં મણી બંધ પડે, તો કેવું સારૂ?

(૯૨) **કવિ દયારામ સ્મારકફંડની,** તા. ૩૧-૨-૧૯૦૪ સુધીમાં વસુલ આવેલાં નાંણાંની યાદી.

કવિચર્ચાના લેખ નંબર ૫૭ ની યાદીનો કુલ સરવાળો-રૂ. ૧૨૮--૦-૦

| | |
|---|---|
| પોરબંદરના મહારાંણા સાહેબ | રૂ. ૧૫--૪-૦ |
| દી. બા. રણછોડભાઇ ઉદમરામ...... | ૫--૦-૦ |
| રા. સા. ચિમનલાલ ગિરધરલાલ | ૨--૦-૦ |
| હીરાલાલ સંપતરામ શરાફ...... | ૫--૦-૦ |
| વકીલ ઉજમલાલ દાનતરામ...... | ૨--૦-૦ |
| દાક્તર નીલકંઠરાય ડાહયાભાઇ | ૦--૮-૦ |
| રા, સા. રણછોડદાસ નરોતમદાસ | ૨--૦-૦ |
| "પ્રજાબંધુ" ના મેનેજર, રા. રા. ઠાકોરલાલ પરમોદરાય. | ૨--૦-૦ |
| નાગર સ્ટુડન્ટ કલબ ...... | ૨--૦-૦ |
| દાકતર. મણીરાય એન. દેસાઇ ...... | ૧--૦-૦ |
| રા. રા. મણીલાલ નારણજી ...... | ૦--૮-૦ |
| ડાયમન્ડ જયુબીલી પ્રેસના માલેક | ૧--૦-૦ |
| કેટલાક હિતેચ્છુઓ ..... | ૫-૧૨-૦ |
| નાગર સ્ત્રી મંડળ ...... | ૧૦--૦-૦ |
| બુધ્ધિપ્રકાશના એક લેખક ...... | ૧--૦-૦ |
| પાટડી દરબાર સાહેબ ...... | ૫--૦-૦ |
| રા. રા. વ્રજલાલ સાંમળદાસ પટવારી | ૨--૦-૦ |
| શેઠ બમનજી અરદેશર દલાલ ...... | ૭--૦-૦ |
| થોડાક મુસલમાન ભાઇઓ ...... | ૨--૪-૦ |
| એક ગૃહસ્થ ...... | ૫--૦-૦ |
| રા. બંસીલાલ મણીલાલ વકીલ | ૩--૮-૦ |
| રા. રા. છોટાલાલ શેવકરામ તરફથી, દયારામ કાવ્યમાંથી, સારૂ ગાઇ બતાવનારને, ઇનામ આપવા માટે | ૧૦-૦-૦ |
| દયારામ સ્મારકફંડના વ્યાજના | ૩--૦-૦ |
| | કુલ રૂ. ૨૨૦-૪-૦ |

અને હવે મદદકરો તો આપ પોતે પણ ખરા.

(૯૩) વળી કવિ દયારામના માનમાં મળેલી સભા માટે જુઓ–ગુજરાતી પંચ–તા. ૭–૨–૧૯૦૪ પાનું ૪

(૯૪) પ્રજાબંધુ–તા. ૭–૨–૧૯૦૪

કવિ દયારામના સ્મરણાર્થે મળેલી સભા—ગુર્જર કવિરત્ન દયારામની ગઇ કાલે પુણ્યતીથી હોવાથી, તેમના સ્મરણાર્થે એક જાહેર મેળાવડો રા. નાગીનદાસ શંઘવીના પ્રમુખપદ નીચે, પ્રેમાભાઈ હોલમાં, કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં, રા. શંઘવીએ સાઠોદરા જાતિને, કવિત્વમાં આગળ વધેલી જણાવી, તે કોમના કવિઓ તરીકે, રા. બાલાશંકર, રા. હરીલાલ, અને રા. કેશવલાલનાં નામ આપ્યાં હતાં રા. ગોવર્ધનરામને પ્રમુખપદ આપવા ધારેલું, પણ નાદુરસ્ત તબિયતને લીધે, તેઓ આવી શકયા નહોતા. રા. છોટાલાલ સેવકરામે, મીટીંગમાં હાજર નહીં રેહેવા સારૂ દીલગીરી બતાવી, ઇનામ સારૂ મોકલી આપેલા રૂ ૧૦ સારૂ, ઉપકાર માનવામાં આવ્યાબાદ, રા. ભોળાનાથે કવિનું જીવન વૃત્તાંત શરૂ કરતાં, બાળાઓએ રાજગીત ગાયું હતું. ભાષણ દરમિયાન, બાળાઓએ કેટલીક ગરબીઓ ગાઈ હતી. તથા છોકરાઓએ સત્ય ઉપર સંવાદ કર્યો હતો. અને ગાયન સાથે, રાસ રમી, દોરડુ ગુંથ્યું હતું. પ્રમુખે જણાવ્યું કે, “ દયારામની કવિતા અનીતિને માર્ગે દોરનારી છે, એવું બળબાંખણી કેળવણી લીધેલાઓએ અગાઉ કહ્યું છે. પણ હવે, જેમ કેળવણીનો પ્રચાર વધેછે, તેમ તે વિચાર દૂર થાય છે. દયારામનું પદલાલિત્ય, વાત્સલ્યરસ, શૃંગારરસ, વર્ણનશકતી, ભક્તિ, વૈરાગ્ય, અને નિર્લોભતાના ઉત્તમ વિચાર, ભાષા ઉપરનો તેમનો કાબુ, વિગેરે તેમને કવિ તરીકે, પ્રથમસ્થાને મૂકે છે. આવા એક નરની યાદગીરી જાળવવી, તે આપણી ફરજ છે. અને તેમની હરકત વગરની કવિતાઓની ચોપડી, ઇનામ તરીકે મંજુર થાય, તથા નવી ટેકસ્ટ બુકોમાં તેવી કવિતાઓ દાખલ થાય, તે સારૂ પગલાં લેવા, રા. બા. લાલશંકર, રા. બા. હરગોવનદાસ, દી. બા. અંબાલાલ, રા. છોટાલાલ, રા ગોવર્ધનરામ, રા. બા. મોતીલાલ અને રા. ઇચ્છારામની કમીટી નીમવી જોઇએ. ” આ પછી બાળાઓને તથા છોકરાઓને ઇનામ આપી, મેળાવડો વિસરજન થયો હતો.

(૯૫) વળી ગુર્જરકવિ દયારામની પુણ્યતીથીની નોંધ માટે જુઓ–“ ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ–તા. ૧૪–૨–૧૯૦૪, અને “ સાંજ વર્તમાન–તા. ૮–૨–૧૯૦૪

(૯૬) **મુંબઇ સમાચાર**–તા. ૯–૨–૧૯૦૪–અમદાવાદની ખબરો–

કવિ દયારામના માનમાં મળેલી જાહેરસભા.–અમદાવાદ–તા. ૭ મી ફેબ્રુઆરી–મરહુમ કવિ દયારામના માનમાં એક જાહેર સભા, પ્રેમાભાઈ હોલમાં ગઇ સાંજના મળી હતી. આ સભા, કવિ દયારામની યાદગીરી માટે ઉભા કરવામાં આવેલા ફંડના મેનેજર, મી. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ બોલાવી હતી. અને તે માટેના આમંત્રણ કાર્ડો, તેમણે અગાઉથી કાઢયાં હતા. સભાનું પ્રમુખસ્થાન, નડીઆદનિવાસી સાક્ષર, મી. ગોવરધનરામ માધવરામ ત્રિપાઠીને આપવાની વ્યવસ્થા કરવામાં આવેલી. પરંતુ તેઓ અચાનક સબબસર આવી નહીં પહોંચવાથી. પ્રમુખપદે એક સાક્ષર, મી. નગિનદાસ પુરૂષોતમદાસ શંઘવીને બેસાડવામાં આવ્યા હતા. કચ્છ મહારાજાના ખાંનગી સેક્રેટરી–મી. છોટલાલ શેવકરામે, આ સભામાં પોતે હાજરી આપી નહીં શકવા માટે દીલગીરી બતાવનારો એક પત્ર લખ્યો હતો. અને આ કામ તરફ પોતાની દીલસોજી બતાવી હતી. એ પત્ર સભામાં વાંચી બતાવવામાં આવ્યો હતો. મી. ભોળાનાથે, કવિ દયારામના જીવન વૃત્તાંત સંબંધી અંગ્રેજીમાં એક વિષય વાચી સંભળાવ્યો હતો. તેમ કરતા પેહેલાં, સરવે સભાજનો ઉભા થયા હતા. અને નાગરજ્ઞાતીની ૭ બાળાઓએ, મધુર સ્વરે, રાજગીત ગાયું હતું. તે પછી, સરવેએ બેઠક લીધા બાદ, મી. ભોળાનાથે, પોતાનો વિષય વાંચ્યો હતો. તે દરમ્યાન. કવિ દયારામની કેટલીક ચુંટી કાઢેલી કવિતાઓ, બાળાઓ પાસે વારંવાર ગવરાવવામાં આવી હતી. પછી અત્રેની પ્રાથમિક શાળાના છોકરાએ, "એક આંનો કમાયો–" એ બાબતમાં બોધદાયક અને રમુજી, એક સંવાદ કર્યો હતો. તે થયા પછી, રાસ ગાતાં ગાતાં, વિદ્યાર્થીઓએ. દોરડુ ગુંથ્યુ તથા છોડ્યુ હતું. તે પછી, પ્રમુખે ભાષણ કરતા જણાવ્યું હતુ કે–" કવિ દયારામભાઇની કવિતા અર્થવાળી છે, તે આપણા સમજવામાં હવે આવ્યું છે. જો તેમની કવિતામાં કાંઈ ખામી જણાતી હોય, તો તે સમજના ફેર છે. થોડાંક વરષ ઉપર, આ કવિતા તરફ કેટલાક લોકો અવિશ્વાસથી જોતા હતા. પરંતુ એ આક્ષેપ, ભળભાંખણી કેળવણી પાંમેલાઓને લીધે હતો. કવિ દયારામે પોતાના દરેક કાવ્યમાં રસજ્ઞતા, અને ભક્તો–પોષણનો જેવો ઉભરો બતાવ્યો છે, તેવો ઉભરો બતાવનારા થોડાજ છે. એ કવિની કવિતામ, કાવ્યશક્તીની છટા, અને ભાષા ઉપરનો કાબુ જણાઇ આવેછે. ગુર્જર કવિના બગીચામાં, એ કવી મુખ્ય છે (તાળીઓ) કવિતાની અંદર, પ્રાસની જરૂર કેટલી બધી છે, તે વિષે પ્રમુખે કાવ્યનો અભ્યાસ કરેલો હોવાથી, પોતાના વિચાર

વિસ્તારથી જણાવ્યા હતા. અને કહ્યું હતું કે, જે લોકોને પ્રાસ ત્રાસ આપે છે, તેઓજ પ્રાસ કાઢી નાંખવા કહેછે. પરંતુ દયારામની કવિતામાં તો, પ્રાસની ઝડીજ ચાલી આવે છે (તાળીઓ). જે ખરો ગુજરાતી કવી હશે. તેને તો પ્રાસ જોઇશેજ. કવિ દલપતરામમાં ગાવાની શક્તી નોહોતી, તેથી તેમનો પ્રયાસ ફાવ્યો નહી. કવિ દયારામની કવીતા, ગુર્જર સ્ત્રીઓના કંઠે રમી રહેલી છે-એજ એની ખુબી છે. કવિ એ શું છે, એ આ કવિએ બતાવી આપ્યું છે, તેવું બીજા થોડાજ કવીઓએ બતાવી આપ્યું છે. તેમનામાં કટાક્ષશકતી પણ સારી હતી. ફિલસુફી અને ભકતી પણ ઘણી સારી હતી. એ મહાકવી હતા. કવિઓ તથા આચાર્યો પ્રત્યે, આજના જેવુંજ અભિમાન થશે, ત્યારેજ કાંઈ દેશની ચઢતી થશે. માટે જેમણે આ યત્ન કર્યો છે, તેમને ધન્યવાદ ઘટે છે." એ પ્રમાણેનું પ્રમુખનું ભાષણ થયા બાદ, તથા છોકરીઓને ઇનામ વેંહેચાયા પછી. સાડાછ વાગતે, સભા વિસરજન થઇ હતી."

(૯૭) જામે જમસેદ-તા. ૯-૨-૧૯૦૪-અમદાવાદ-તા. ૭ મી ફેબરવારી-

કવિ દયારામની યાદગીરીમાં મળેલી જાહેરસભા-ગુજરાતના કવિ શિરોમણી લેખાતા, કવિશ્વર દયારામના યાદગીરીમાં, ગઇ કાલે તેમની પુન્યતિથી નિમીત્તે દયારામ મેમોરીયલ ફંડના મેનેજર, મી. ભોળાનાથ બાપાલાલે, એક જાહેર મેળાવડો પ્રેમાભાઇ હોલમાં કર્યો હતો. જે વેળા આખોહોલ સભાજનોથી ભરાઈ ગયો હતો. શરૂઆતમાં, રા. બા. મોતીલાલ લાલભાઈની દરખાસ્ત અને રા કૃષ્ણલાલ લલ્લુભાઇના અનુમોદનથી, પ્રમુખસ્થાન, રા. નગીનદાસ પુરૂશોતમદાસ શંઘવીને આપવામાં આવ્યું હતું.

પ્રમુખનું વિવેચન-રા. નગીનદાસે જણાવ્યું કે, "આ સ્થાને નાગર કોમના રા. કેશવલાલ હરશદરાય, અગર બીજા કોઇને બેસાડયા હોત, તો સારૂં થાત. કવિ, સાઠોદરા ગ્નાતીના હતા, અને તે કોમ કવિતામાં ઘણી આગળ વધેલી છે. દિલગીર થવા જેતું એટલુંજ કે, તે કોમના ગૃહસ્થો, ઘણી નાની ઉમ્મરે ગુજરી ગયા છે. ઉત્તમમાં ઉત્તમ કવી રા. બાલાશંકર, રા. હરીલાલ હરશદરાય, અને હાલના પ્રખ્યાત લેખક, રા. કેશવલાલ હરશદરાય ધ્રુવ, તેજ નાતના છે. તે નાતમાં, શું નાંના, કે શું મોટા, શું સ્ત્રી કે પુરૂષ, સર્વમાં એવી રસજ્ઞતા જોવામાં આવે છે, કે હરકોઈ કવિતામાં ગુલતાન થઇ જાય છે. કવિ દયારામનાં કાવ્યોમાં, ધારમિક શૃંગાર છે. અને તેમનાં લખાંણોમાં શુદ્ધ ભક્તિનું પ્રાબલ્ય હોવાથી, શૃંગાર સુવર્ણ રૂપ થઈ જાય છે. સભામાં

પ્રમુખસ્થાન સાક્ષર શ્રી ગોવરધનરામને આપવા આમંત્રણ કરેલું, પણ ના દુરસ્ત તબિયતને લીધે તેઓ પધારી શક્યા નથી. રા. છોટાલાલ શેવકરામે પણ સભામાં હાજર નહી થવા સારૂ દીલગીરી બતાવી, છોકરા છોકરીઓને ઈનામ આપવા રૂા. ૧૦ મોકલી આપ્યા છે. જે ખુશી થવા જેવું છે."

કવિનું જીવન વૃત્તાંત—રા. ભોળાનાથ બાપાલાલે કવિના જીવન વૃત્તાંતનો ઇંગ્રેજી રસાલો વાંચવાનું શરૂ કરતાં, હાજર રહેલી બાળાઓએ રાજગીત ગાયું હતું. જે વેળા સઘળા ગૃહસ્થો ઉભા રહયા હતા. ગાયનબાદ, રા. ગણુ-પતરામ રાજારામ કવિએ, કવિ દયારામ સંબંધી, એક કવિતા ગાઇ સંભળાવી હતી. જેપછી રા. છોટાલાલ શેવકરામે લખેલી ચીઠ્ઠી, રા. ભોળાનાથે વાંચી હતી. જેમાં પ્રમુખસ્થાન નહીં લેવાયા માટે દિલ્ગીરી બતાવી, જણાવવામાં આવ્યું હતું કે, આ હિલચાલ તરફ, કવિતાના દરેક શોખિનોની દિલસોજી હોવી જોઇએ. કવિ દયારામે, સાહિત્યનો એવો કીમતી વારસો આપણને આપ્યો છે, કે ગુજરાત અને તેનુ સાહિત્ય રેહેશે, ત્યાંસુધી તે નિભશે. 'કવિ દયારામનો જન્મ લગભગ ૧૭૬૭ માં ચાણોદખાતે થયેલો જણાવી, તેમની બાલ્યાવસ્થા વગેરે જણાવ્યું હતું કવિને મુસાફરીનો શોખ જબરો હતો. કવિએ, એક સોની જાતની બાળ-વિધવાને આશ્રય આપ્યો હતો. અને તેમનું તે કામ દયા ભરેલું-(કેવળ દયાને લીધેજ કરેલું) હતું. આ પછી રા. હરગોવિંદદાસનો, કવિ દયારામ વિષેનો છે અભિપ્રાય વાંચી સંભળાવ્યા બાદ, ગુજરાતી નિશાળના છોકરાઓએ, "સત્ય" ઉપર સંવાદ કર્યો હતો; તથા ગાયનસાથે, રાસ ખેલી, દોરડું ગુંથ્યુ હતું.

પાછુ ભાષણ શરૂ કરતાં, કવિનું દક્ષિણ હિંદુસ્તાનમાં લુટારૂઓના હાથમાં સપડાવું, કવિત્વ-શકતીથી લુટારૂઓના સરદારને ખુશ કરી, રૂા. ૧૫ ના ઇનામ સાથે છુટા થવું, તેમના મરણ વખતનો સમય, વિગેરે બાબત વિવેચન કરી, દયારામ સ્મારક ફંડમાં મદદ કરવા, રા. ભોળાનાથે અરજ કરી હતી. કવિની પરમ પુણ્યતિથી આજે થાય છે, અને તે સારૂ આપણે ભેગા મળયા છીએ, એમ કહી સમાપ્ત કર્યું હતું. તે પછી—

પ્રમુખે જણાવ્યું કે—"દયારામ કવિના સંબંધમાં પુરતું કહેવાયલું હોવાથી, હું કાંઈ કહેવા માંગતો નથી. કાચી કેળવણીને લીધે, પેહેલાં દયારામનાં કાવ્યો અનિતીને મારગે દોરનારાં કેટલાક તરફથી કેહેવાયાં છે. પણ હવે, કેળવણી વધવાથી લોકો સમજ્યા છે કે, તેનું કાંઈ નથી. કવિ નરમદાશંકર ને આપણે વખાણીયે છીયે, તો તેમના ગુરૂ ગણાતા કવિ દયારામ તરફ અવિશ્વાસ ધરાવવાનું કાંઇ કારણ નથી. કવિ દયારામ, વલ્લભ સંપ્રદાયના

અનુયાયી હતા. અને તે સંપ્રદાય અગાઉ સુધારકોની ખફ્ગીમાં આવી પડવાથી કવિનો પણ "કાળા એટલા ચોરના સાળા" જેવો ઘાટ થયો હતો. હાલ જેમ સાહિત્ય સંબંધી જ્ઞાનનો ફેલાવો થાય છે, તેમ લોકો દયારામની ખુબિઓ સમજવા લાગ્યા છે. તેમનુ પદલાલિત્ય. ભકિતના ઉત્તમ વિચાર, નિરલોભતા, વૈરાગ્ય, ભાષા ઉપરનો કાબુ, વિગેરે ઉત્તમ ગુણો, કવિ દયારામને પ્રથમ સ્થાને મુકે છે હાલમાં કેટલાક કવિતા કરવાનો ફાંકો રાખતા ગૃહસ્થોને પ્રાસની મુશિબત નડવા લાગી છે. અને તેઓ બ્લેન્ક વર્સની હિમાયત કરવા લાગ્યા છે. પ્રાસની રચના તેમને બંધનરૂપ લાગેછે, પણ ખરા કુદરતી કવિઓને કાંઇપણ મુશિબત નડતી નથી. કવિ દલપતરામમાં રસ નહીં જણાવાનું કારણ એટલુંજ છે કે, તેઓને સંગીત શકતી નહોતી. તથા દયારામની માફક જબરા વખાંણનારા તેમજ શિષ્યો નહોતા. દયારામે જે શૃંગાર લખ્યો છે, તે પોતાને ગોપીના રૂપમાં ગણી કૃષ્ણ પ્રત્યેનો પ્રેમ બતાવવા લખ્યો છે. તેમનો શૃંગાર રસ, વાત્સલ્ય રસ, વર્ણન શકતી, અને દલિલ અથવા કટાક્ષ શકતી અદ્વિતીય હતાં. કવિ કાંઇ એકાંતમાં રહેતા નોહોતા. તેમની પાસે હમેશાં શિષ્યો અને ભકતોનાં ટોળેટોળાં બેશી રેહેતાં. આહાવા મહા પુરૂષોનું સ્મરણ કરવું, તે દેશાભિમાનની લાગણી જાગરૂત કરવાનો ઉત્તમ મારગ છે. તેઓના શ્રાદ્ધ નિમીત્તે આહાવા કિરતીનો પીંડ અરપણ કરવો, એ આપણી ફરજ છે. આહાવી હીલચાલને આખા ગુજરાતે મદદ કરવાની જરૂર છે. કવિ દયારામની, હરકત વગરની કવિતાઓની ચોપડી ઇનામ તરીકે અપાય, તથા તેની કવિતાઓ ટેકસ્ટ બુકમાં દાખલ થાય, તે સારૂ કમીટી નેમવાની જરૂર છે—એમ કહી, નામ સુચવી કહ્યું કે—

આહાવી હીલચાલમા, આખા વઇશ્નવ સંપ્રદાયે મદદ કરવાની જરૂર છે. કારણકે તેને હાલની સ્થિતિએ લાવવામાં, કવિ દયારામે ઓછી મદદ કરી નથી. કવિઓને ઉત્તેજન આપવું—એ આંપણી ફરજ છે. કારણ કે પ્રજાને કવિઓજ જીવતી રાખશે.

આ પછી, બાળાઓને, તથા છોકરાઓને ઇનામ આપવામાં આવ્યાં હતાં. ભાષણ દરમિયાન, કન્યાશાળાની બાળાઓએ, કવિ દયારામની ગરબીઓ, મધુર સ્વરે ગાઇ હતી.

**(૯૮) ગુજરાતી પંચ**—તા ૧૪-૨-૧૯૦૪ " મરહુમ કવિ દયારામનું સ્મારક—અમે જોઇને સંતોષ પામીએ છીયે કે, ગુજરાતના એક પ્રખ્યાત કવિ, મર્હુમ દયારામના સ્મરણાર્થે, મી. ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ,

યત્ન ઉમંગભેર કરવા માંડ્યો છે. આપણા ગુજરાતમાં, વિદ્વાનોની કદર, બહુ થોડી થતી હોવાથી, આ સ્મારક હજુ સુધી જોઇએ તેવી સારી સ્થિતિમા આવ્યું નથી. તોપણ મી. ભોળાનાથના ઉત્સાહ ભરેલા યત્નને લીધે, તેની જે શરૂઆત થઇ ચુકી છે, તે સંતોષ પામવા જેવી છે. આ ફંડને લીધે, કવિ દયારામની છબી પ્રેમાભાઇ હોલની અંદર મુકાઇ છે. અને કોઇ કોઇ પ્રસંગે, એ ગુર્જર કવિરત્નનો પ્રસાદ, અમદાવાદી પ્રજાને મળતો રહે છે. તે પ્રતાપ એ ફંડનો, તથા તેના વ્યવસ્થાપક, મી. ભોળાનાથનો છે. હમણાંને હમણાં, નજર આગળ થઈ ગએલા સાક્ષરો, વિગેરે મહાન પુરૂષોના સ્મરણાર્થે થયેલા ફંડોમાં, સારી રકમો ભરાયેલી, ગુજરાત ખાતે, આપણે ભાગ્યેજ જોઇએ છીયે. તો તેવે સ્થળે, લગાર વધારે જુના કવિનું સ્મારક ફંડ, પાછળ સ્થિતિમાં હોય, તો તેમાં નવાઈ નથી. ગુર્જર કવિઓનુ નામ રહેલું જોવા ઇચ્છનાર સર્વ સજ્જનોએ, આહાવા ફંડમાં, યથાશક્તિ પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. ”

(૯૯) આ પછી, ગ્રંથાવલોકન, તથા A suggestion to Book-committee, અને સ્વિકાર, અને અવલોકન–દયારત્નમાળ (આવૃત્તિ બીજી)–માંટે, જુઓ–દયારત્નમાળ ભાગ ૧–આવૃત્તિ ત્રીજી નું છેલ્લુ પાંનુ.

(૧૦૦) **મુંબાઇ સમાચાર.** તા. ૨૯–૩–૧૯૦૪ પાનું ૨

કવિ દયારામના માનમાં, અમદાવાદ ખાતે મળેલી સભા—ગુજરાતના માનીતા અને જાણીતા કવિ દયારામની યાદગીરી જાળવી રાખવાના સંબંધમાં, તેમના માનમાં, અમદાવાદ ખાતે એક સભા ભરવામાં આવી હતી. અને તે પ્રસંગે સારાં ભાષણો થયાં હતાં. સારા ગુજરાતી લેખકોનું અમદાવાદ હાલમાં એક ધામ થઈ પડ્યું છે. અને તે શેહેરમા ગુજરાતી સાહિત્યની ઉન્નતી અર્થે, મેળાવડા, પુસ્તક, આદી દ્વારા, જે પ્રયત્ન કરવામાં આવે છે, તે સ્તુતિ પાત્ર છે. અમદાવાદમાં, હાલમા, ગુજરાતના કેટલાક મરહુમ કવિઓ વિગેરેની જયંતિઓ પાળવામાં આવે છે. કવિ દયારામને પણ, તે કોટીમાં સામેલ કરવામાં આવે–એ સ્વભાવીકજ હતું. કવિ દયારામ વિષે, કેટલેક ઠેકાણે, જે ખોટા તથા ભુલ ભરેલા વિચાર ચાલે છે, તેનુ સત્ય સ્વરૂપ બતાવવાની, તે વખતના પ્રમુખે સારી તક લીધી હતી. તેમ કરતાં, કવિ દયારામની પ્રાસમાં નિપુણતા કેટલા ઉંચા પ્રકારની હતી, તે પણ તેમણે બતાવી આપ્યું હતું. તથા તે કવિતા, ગુજરાતી બાનુઓમાં ઘણી પ્રિય થઇ પડવાનાં કારણો પણ દર્શાવ્યાં હતાં. કવિ દયારામ વિશે, અગ્રેની હિંદુ યુનીઅન કલબ તરફથી, તે કલબ તરફની, હેમંત વ્યાખ્યાન માળાની અંતર્ગત, ગયા વર્ષ ઉપર, જાણીતાં

ગુજરાતી લેખક મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ, એક ભાષણ આપ્યું હતું. અને તેમાં તેમણે દયારામની કવિતા, જાણીતા ફારસી કવિ હાફિઝની કવિતા સાથે સરખાવી હતી બન્નેમાં શૃંગારરસ પ્રધાન છે. પણ તેમાં કાંઇ પણ ખાસ અમર્યાદ હોવાનો તેમણે એનકાર કીધો હતો. કવિ દયારામની યાદગીરી માટે પણ, અમદાવાદમાં એક ફંડ કેટલાક વખત ઉપર ખોલવામાં આવ્યું હતું. તેની રકમ. જોઇએ તેટલી મોટી, ભરાઇ શકી નથી-એ દિલગીરી ભર્યું છે.

## (૧૦૧) પ્રજાબંધુ-તા. ૨૮-૧૦-૧૯૦૬-સ્થાનિક

છબી ખુલ્લી મુકવાની ક્રિયા—ગયા ગુરૂવારે, તા.૨૫-૧૦-૧૯૦૬ ના સાંજના પા। વાગે, ખાડીયામાં, સાઠોદરા નાગર ન્યાતના શ્રી હાટકેશ્વર મહાદેવના સભા મંડપમાં, સાઠોદરા નાગર કવિરત્ન દયારામની છબી, ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી હતી. તે પ્રસંગે, **પ્રમુખસ્થાન, શેઠ ચિનુભાઇ માધવલાલ ને આપવામાં આવ્યું હતું**. શરૂઆતમાં કવિનું ટુંક જીવન વૃત્તાંત વાંચી સંભળાવવામાં આવ્યું હતું. અને કવિ હર્ષદરાય સુંદરલાલે, કવિશ્રી દયારામની સ્તુતિવાળુ પ્રસંગને અનુસરતુ પોતાનું બનાવેલું કવિત વાંચી બતાવ્યું હતું. બાદ, જાણીતા સંગીત શાસ્ત્રી-રા. બર્વેએ, દયારત્નમાળમાંથી કેટલાંક ગાયનો ગાઇ બતાવ્યાં હતાં. અને કવિના સંગિતના જ્ઞાન વિષે કેટલુંક વિવેચન કરી, તે ઉંચા પ્રકારનું હોવું જોઇએ—એવો અભિપ્રાય દર્શાવ્યો હતો. પ્રમુખે વિવેચન કરતાં જણાવ્યું હતું કે, કવિ દયારામની કવિતામાં શૃંગાર રસને પ્રધાન પદ આંપવામાં આવેલું છે, અને પ્રાચીન સંસ્કૃત કવિઓએ, મજકુર રસને જે પ્રધાનપદ આપેલું છે, તેના કરતાં તેમણે કાંઇ વિશેષ પ્રમાણમાં આપ્યું નથી. તેમની કવિતા શુદ્ધ મનથી વાંચવામાં આવે, તો તે ઘણી બોધદાયક છે. છેવટે આ શુભ કાર્યમાં જોડાવા દેવાની જે તક આપવામાં આવી હતી, તે માટે આભાર માંની, 'કવિની છબી, તાળીઓના અવાજ વચ્ચે ખુલ્લી મુકતાં, નાગર સ્ત્રી સમાજ તરફથી આવેલો મુબારકબાદીનો પત્ર, વાંચ્યા બાદ, તે નાગર સ્ત્રી સમાજ તરફથી આવેલો ફુલનો હાર, છબીને અર્પણ કર્યો હતો. તે પછી, કવિ મહાસુખરામ નરભેરામે, ગુ.વ. સોસાઇટીના પ્રેમાભાઇહોલમાં, કવિ દયારામની છબી ખુલ્લી મુકવામાં આવી હતી, તે પ્રસંગે પ્રોતે રચેલી કવિતા, ગાઇ બતાવી હતી. અને છેવટે, દયારામ સ્મારક ફંડના વ્યવસ્થાપક, રા. ભોળાનાથ બાપાલાલે, પ્રમુખનો તથા હાજર રહેલા ગૃહસ્થો અને રા. બર્વેનો આભાર માનતાં જણાવ્યું હતું કે, તેમના તરફથી

ફંડનો હિસાબ, લોકોની જાણ માટે, થોડા વખતમાં પ્રસિદ્ધ કરવામાં આવશે. બાદ મેળાવડો લગભગ ૬|| વાગ્યે બરખાસ્ત થયો હતો.

## (૧૦૨) મુંબઈ સમાચાર–તા ૧૨ મી એપ્રીલ ૧૯૧૨

## ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ–કવિશ્રી દયારામ અને વડોદરા–

ભોળાનાથ બાપાલાલ કંથારીઆએ, વડોદરા ખાતે મળેલી સાહિત્ય પરિષદ આગળ, નિચલું ભાષણ આપ્યું હતુ.

પૂજ્ય માનવંતા પ્રમુખ સાહેબ, સભાસદો, અને સંન્નારીઓ,–વડોદરામાં સાહિત્ય પરિષદ મળવાના કારણને લઇને, હું અત્રે આવવા લલચાયો છું. અને ઘણાકને અજાણ્યો છતાં, એક જાણીતા મહા પુરૂષની ઓળખાણ આપવા, તેમના કિરતાદિહનું સ્મરણ કરાવા આપની સમક્ષ ઉભો થયોછું. એ સાક્ષર કવિશ્રી આ પ્રતિમામાં, આપની સમક્ષ હાજર છે. અને અમદાવાદ ગુજરાત વરનાકયુલર સોસાઇટીના પ્રેમાભાઇ હોલની દિવાલ, એ કવિ રત્ન દયારામભાઇની મોટી સુંદર ઓઇલિ પેઇન્ટીંગ તસ્વિરથી દીપી રહેલ છે. એ કવિશ્રી, આ રાજ્યના વતની હતા. અને તેમના નામને માટે. આપણે સરવ ગુજરાતી ભાઇઓ અને બેહેનો, પુજ્યભાવ ધરાવીએ છીએ. એ આપણા એક બહુ સારા કવિ હતા–એમ કહેવામાં માન સમજીયે છીએ. આ પરીષદનું કામ ચાલે, અને તેપણ આ વડોદરા શહેરમાં ચાલે; અને તેના એક પુરાતની વતની નામાંકીત નરના નામસ્મરણ તરફ, આપણો પુજ્યભાવ, ખાસ કરીને આ સ્થાને ઉભરાઈ જતો જણાય નહીં–એ ઠીક કેહેવાય નહી. કવિશ્રી, જુના જમાનાના છેલ્લા પણ પ્રથમ પંકતીએ મુકવા જેવા, ઉતમ કવી હતા.

પ્રમુખ સાહેબની કૃપાથી, આ કવિશ્રીના સ્મરણમાં, મ્હને, આપની સમક્ષ, દશ મીનીટ બોલવાની રજા મળી છે. પણ એ ૧૦ પળ જેવી છે. તેમાં શું થઈ શકશે? એ બીતી રહુછે. તોપણ યથાશકતી કહીશ. સાહીત્ય સેવાને અંગે, દુનીયાના દરેક દેશના કવિઓ, જેવા કે શેકસપિયર, કાળીદાસ, ફિરદુશી, વીગેરે વીગેરે અમર કિર્તિ મેળવી ગયા છે. અને આપણા દયારામ ભાઈએ પણ, ગુજરાતમાં બહુ પ્રખ્યાતી મેળવી છે. કેટલાકતો તેમને ગુજરાતના બાયરન કવિ કહીને રાજી થાય છે. સાર માત્ર એજ છે કે, મહાન પુરૂષો, દુનિઆના થોડાશા ક્ષણભંગુર જીવનમાં પણ, ઘણું સારૂં કામ કરી શકે છે. એજ દ્રષ્ટાંત, બીજાએ, તેમના જીવનકાર્ય ઉપરથી લેવાનો છે. તોજ જશ મળેછે.

## ૧૨૭ મા પાનાનો વધારો

(૧૦૨ अ)......ડભોઇવાળા ના૦ પ૦ શાહ તરફથી **સને ૧૯૪૦ માં પ્રસિદ્ધ થયેલા**—"ભકતકવિ શ્રીદયારામભાઇનું જીવન ચરિત્ર"—એ નામના પુસ્તકના પ્રકરણ ૧૦—ઉપસંહાર—માંથી લીધેલો ઉતારો...જુઓ વાંચો, એજ પુસ્તકનું પાનુ ૨૫૦—૨૫૧.

× × × આખરે **દયારામભાઈની ખરી કિંમત, ગુજરાતમાં**-વિદ્વાનોમાં—**સાહિત્ય** રસિકોમાં **અંકાતી જાય છે—એ સુભાગ્યની વાત છે.** અમદાવાદની ગુ૦ વ૦ સોસાઈટીએ "પ્રેમાભાઇ હૉલ" માં, એ કવિવરની મોટા કદની **સુંદર** છબી બનાવીને મરહુમ દી૦ બા૦ અંબાલાલ સાકરલાલ દેસાઈ M. A. L. L. B. ના મુબારક હસ્તે ખુલ્લી મુકી છે. એ છબી ખુલ્લી મુંકવાના કાર્યમાં, **કવિના** ગુણલુબ્ધ **રા૦ ભોળાનાથભાઈ બાપાલાલે** ભગીરથ પ્રયત્ન કર્યો હતો; અને કવિના **નિંદકોને પરાસ્ત કરી,** તેમની છબી ખુલ્લી મુકાવવા **સફળતા મેળવી હતી.** કવિશ્રીના સ્મારક માટેની **સભાઓમાં,** કવિના કાવ્યરસની, મુકત કંઠે પ્રશંસા થઈ છે. મરહુમ નાગર કવિ હર્ષદરાયે, એવી એક સભામાં, કવિનાં વખાણ કરતાં, હિંદીમાં કહયું હતું કે-

(જુઓ વાંચો-આ પુસ્તકનું પાંનુ પ૨ તથા પ૩માની લીંટી ૧૪ સુધી)

આમ દિવસે દિવસે, કવિની કિંમત, જન સમાજમાં અંકાતી જાય છે. કવિનાં ઉત્તમ ઉત્તમ કાવ્યો, ધીરે ધીરે બહાર આવતાં જાય છે, અને **હવે વિદ્વાનો પણ, તેના ઉપર વારી જવા લાગ્યા છે.** × × ×

કવિ દયારામને, હું એકલોજ, મોટા છે-એમ કહેતો નથી; પણ આપણા ચાલુ અને માજી સાક્ષર વગરના મહાત્માઓ-લોકપ્રીય નામાંકીત નરો-જેવા કે મી० મલબારી, સદગત શ્રીનવલરામભાઇ, કવિ નરમદ, અને આપણા લોકપ્રીય નવલકથા લખનાર, સાક્ષર શ્રીગોવરધનરામભાઇ, સરવ કોઇ મોટા માની ગયા છે; તેવા અભિપ્રાય લખી ગયા છે. એવાને માટે, આ સાહિત્ય પરિષદ, તેમ વડોદરા શહેરમાં, તેમની કાયમની યાદગીરી જાળવી રાખવા કાંઇ કરશે-એમ મ્હારી આશા છે. લોર્ડ કરઝને કહયું છે કે-A nation that is not aware, that it has had a past, will not care to possess a future. માટેજ માહારી વિનંતી છે કે, કવિશ્રી દયારામની વડોદરા શેહેરમાં કાયમ યાદગીરી સાચવવાની વાત, આ સાહિત્ય પરીષદ નહિં અમલમાં મુકે, તો એ ખામી, બીજી કઈ યોગ્ય જગોએ સુધારી શકાય તેમ છે. તેથી કરીને માહારી નમ્ર સુચના એ છે કે, માનવંતા પ્રમુખ સાહેબે, અને આ પરીષદના કાર્યભારી મંડળે, એક ડેપયુટેશનના રૂપમાં, આ વાત, નામદાર શ્રી ગાયકવાડ સરકારના ચરણ કમળમાં નિવેદન કરવી; અને તેમની, આ શુભ કાર્યમાં, સહાયતા માગવી, એજ યથાયોગ્ય વાત છે. કવિકુળભૂષણ શેકસપીયર કહે છે કેઃ-

It blesseth him that gives; And him that takes.

એમ થવું ઉભયપક્ષને શોભાસ્પદ છે. અમદાવાદમાં અમે કવિ દયારામના નામની યત્કિંચિત્ સેવા બજાવી છે, અને રીવીઝન બુકકમીટીએ પણ, ગુજરાતી છઠ્ઠીમાં, કવિશ્રીનું જીવનવૃતાંત, ટુંકાણમાં, પણ બહુજ રૂચિકર ભાષામાં આપવાની કૃપા કરી છે; અને હવે, આપ સરવેએ, મહારી સુચનાને ટેકો આપી, શ્રીમંત સરકારના કાન સુધી લઇ જવી ઘટે છે, વખત ક્ષણભંગુર દેહના-કહો કે તેની નાનીશી આંખના-નાનાશા દસ પલકારા જેટલોજ, મેહેરબાની દાખલ મળેલો, પુરો થવા આવ્યાથી, "ચાલવા દ્યો" એ અવાજને નમતું આપી શકતો નથી. તેથી આટલુંજ કહી બસ કરીશ. અને અનુકુળતા હશે તો, અહીંજ કોઇ અન્ય સ્થળે, આ કવિશ્રીના ગુણાનુવાદથી, આપની સેવા કરવાનો લાભ લઇશ. પણ હવે, આપ સર્વનો માહારી વાત શાંતપણે સાંભળવાની કૃપા કરવા માટે આભાર માની. બેશી જવાની રજા લઉછું.

*૧૦૫ પ્રજાબંધુ-તા. ૨૪ સપટેમ્બર સને ૧૯૨૩

ભક્તકવિ દયારામની જયંતી—કવિના જીવન વિષે થયેલાં વિવેચનો

---

* ૧૦૨ પછી ૧૦૫ આવે છે, કારણ કે, ૬૨મા પાંના સાથેના સચિત્ર લેખને જુદો નંબર આપવાનો, તથા ૮૩મા પાંનાની ૧૦મી લાઇને જુદો નંબર આપવાનો -એમ બે નંબરો વધારી લેવાથી આ અનુક્રમ ૧૦૫ આવે.

ગયા શુક્રવારે સાંજે, અત્રેની પુષ્ટિમાર્ગીય વૈશ્નવ મહાસભા તરફથી, કવિ દયારામની જયંતી ઉજવવા માટે, પ્રેમાભાઇ હોલમાં, જાહેર સભા મેળવવામાં આવી હતી. શ્રોતાઓથી હોલ ભરાઇ ગયો હતો. શરૂઆતમાં, શાસ્ત્રી વસંતરામ હરિકૃષ્ણે, કવિદયારામની કવિતામાં, શ્રી નાથજીની સ્તુતિ કરી હતી; અને સભા મેળવવાનો હેતુ જણાવી વ્રજ ભાષાના એક વિદ્વાન, તથા કવિ દયારામના પ્રશંશક, શ્રીમનોહરદાસજીને, સભાનું પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મુકી હતી. જેને ટેકો મળતા, પ્રમુખે પ્રમુખસ્થાન લીધું હતુ.

* * *

**દયારામપરના આક્ષેપોનાં કારણો**—શ્રી૦ ભોળાનાથ બાપાલાલ કંથારીયાએ જણાવ્યું હતું કે, કવિ દયારામની શૃંગાર રસની કવિતાઓનું વસ્તુ, બાલણમાંથી મળી આવે છે. કવિ દયારામ બહુ ખુબસુરત હતા, તેથી તેમના ઉપર, તેમની નીતિ સંબંધી આક્ષેપો થયા છે. વળી કવિશ્રી, પહેલાં પોતાની કવિતાઓ, બંધ બારણે સ્ત્રીઓને શિખવતા. અને પછી, સ્ત્રીઓ સમાજમાં તેનો પ્રચાર કરતી. તેથી પણ, તેમના પર આક્ષેપો થયા હોય-એ બનવા જોગ છે. નર્મદાકાંઠાના રંગીલા પ્રદેશમાં, કવિ દયારામને, રતનબાઇએ, બગડતાં બચાવી લીધા હતા—એમ હું માનુંછું.

છેવટે શાસ્ત્રી વસંતરામે, કવિ દયારામનુ પદ " નિશ્રેના મહેલમાં વસે મારો વહાલો" એ ગાઇને, તત્સંબંધી વિવેચન કર્યુ હતું. મહારાજા લાયબલ કેસના આક્ષેપો, થોડા...બગડેલા માણસોપરનાહતા. વૈષ્ણવ જેવા ધર્મને તે સાથે કશી લેવા દેવા નહોતી. આખુ જગત વિષ્ણુમય છે. કાંઇ એકજ ગુણથી વિષ્ણુમયતા પ્રાપ્ત થતી નથી. પણ નરસિંહ મ્હેતાએ કહેલાં બધાં આચરણોમાંથી સાચા વૈષ્ણવ થવાય છે. એ પ્રમાણે કહી, તેમણે સભાની સમાપ્તિ કરી હતી. પ્રમુખની તબીયત નરમ હોવાથી, તેમણે કશું વિવેચન કર્યુ નહોતું.

૧૦૬ ગુજરાતીપંચ-તા. ૨૩-૯-૧૯૨૩

અત્રેની વૈશ્નવ મહાસભા તરફથી, ગયા શુકરવારે, પ્રેમાભાઇ હોલમાં સાંજના છ વાગે, વ્રજભાષાના વિદ્વાન, શ્રીયુત મનોહરદાસજીના પ્રમુખપદ નીચે ગુજરાતના બાયરન લેખાતા અલૌકીક પુષ્ટી માર્ગીય **ભક્તકવિ દયારામભાઇની જયંતિ** ઉજવાયેલી હતી. સભાસ્થાન શ્રોતાઓથી લગભગ ભરાઇ ગયું હતુ.

બાદ ભોળાનાથે કેટલુંક વિવેચન કરીને, દયારામભાઇના જીવન પ્રસંગોનો પોતાનો બારિક અભ્યાસ, સભા સમક્ષ, રજુ કર્યો હતો. અને કવિપર થતા **આક્ષેપોની મિમાંસા** કરીને, કેટલાક રદિઆ આપ્યા હતા.

બાદ, પ્રમુખને સાંભળવા સૌકોઈ, ઉત્સુક થતાં, પ્રમુખ સંગ્રહણીના રોગ ને લીધે અત્યારે કાંઈ પણ બોલી શકે તેમ નથી—એમ શાસ્ત્રી વસંતરામે જણાવ્યું હતું. તે પછી, પ્રમુખને ફુલહાર અર્પીને, સભાનું કામ વિસર્જન કરવામાં આવ્યું હતું.

૧૦૭ **પ્રજાબંધુ** તા. ૧૪ મી સપટેમ્બર સને ૧૯૨૪

**દયારત્નમાળ—**કવિ દયારામની કેટલીક સુંદર કવિતાઓનો આ સંગ્રહ છે.અને ત્રીજી આવૃતિ છે. કવિ દયારામની કવિતાઓ થોડી પ્રસિદ્ધ હતી, અને ધીમે ધીમે પ્રકાશમાં આવતી હતી. આ પુસ્તકમા કવિતાઓ ઉપરનું કેટલુંક વિવેચન, કવિના જીવન ઉપર, પ્રકાશ નાંખનારૂં લાગે છે. આ ગ્રંથનો સઉથી વધુ ઉપયોગી ભાગ તો, કવિ દયારામનાં પ્રસિદ્ધ થએલાં કાવ્યોની જે વિગતવાર શુચિ આપી છે, અને જેમાં ૬૯૨ પદો વિષે ટુંકી માહિતી આપી છે—એ છે. શિલાછાપના ચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. તે પુસ્તકના આકર્ષણમા ઘટાડો કરે છે. પુસ્તક આશરે ૧૨૫ પૃષ્ટનું છે. મી. ભોળાનાથ બાપાલાલ કંથારીયાએ તે પ્રસિદ્ધ કર્યું છે. અને તેનું મુલ્ય રૂ. ૧ રાખવામા આવ્યું છે.

૧૦૮ રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ B. A. તા ૯–૧૦–૧૯૨૪ નારોજ લખી જણાવે છે કે, **દયારત્નમાળ** વાંચી ઘણો આનંદ થયો. નિરીક્ષણ પદ્ધાત આવકાર પાત્ર છે. દયારામભાઇના સાહિત્ય જીવનનો અભ્યાસ કરનારને ઉપયોગી થઇ પડશે. વિવેચન સંક્ષિપ્ત, પણ માર્ગદર્શક છે.

૧૦૯ **ગુજરાતી**–તા ૧૪–૯–૧૯૨૪

**"દયારત્નમાળ" કેવી રીતે વાંચશો ?**–તે સમજવાની ખાતર, ચાલુ માસની તા૦ ૬ ને શનિવારે સાંજે, ૫ વાગતા, ખાડીયામા સાઠોદરા નાગરોના હાટકેશ્વર મહાદેવના મંદિરના સભામંડપમા, એક જાહેર સભા મળી હતી.તેમાં વડોદરા રાજ્યના માજી સુબા માણેકલાલ સાકરલાલદેસાઈ,પાલણપુર એજન્સીના માજી પોલીસ સુપ્રીનટેન્ડન્ટ રા. બા. નંદશંકર બક્ષી, રા. સા. ડોકટર શંકરલાલ વ્યાસ, રા. જમિયતરામ નરભેરામ, રા. ડાહ્યાભાઇ ઈજતરામ વકીલ, મી. ભગત, વકીલ મી. ચાહેવાલા, સંભાવિત સદગૃહસ્થો,સન્નારીઓ, વિદ્યાર્થીઓ, વગેરે ભેગા મળ્યા હતા. ખાડિયા સંગીત શિક્ષક મી. ગણપત્યેએ મંગળાચરણ ગાયું. પછી અમદાવાદ મેઇલ ટ્રેનીંગ કોલેજના માજી પ્રિન્સીપાલ મી. કે. એ. બાલાની દરખાસ્ત, અને વકીલ મી. સુળચંદ આશારામના અનુમોદનને માન આપી બેન અ.સૌ. વિદ્યાગૌરીB.A.એ સભાનું પ્રમુખ સ્થાન અંગિકાર કર્યું. કવિરત્ન દયારામભાઇની છબીને ફુલહાર અર્પણ કર્યો, ને

કાર્યક્રમ શરૂ કરવા વિનંતિ કરી. તે ઉપરથી, ખાડીયા વનિતા વિશ્રામની બાળાએએ, મધુર કંઠે, કવિશ્રીના લાડિલા શ્રીકૃષ્ણની ગરબી–"શોભા સલુણા સ્યામની" દયારત્નમાળમાંથી ગાઈ સંભળાવી. તેમણે, કવિ દયારામ સ્ત્રીમંડળમાં બેશીને શું કરતા હતા? તે સમઝાવા, તેજ પુસ્તકમાંથી, ચાતુરીનો ગરબો, સ્ત્રીઓને હારભજનના ઉપદેશની ગરબી, સતભામા વિવાહનો કથાપ્રસંગ વિગેરેમાંથી વખત પુરતું ગાઇ સંભળાવ્યું એ કાર્યમાં રસતલ્લીન સ્ત્રીવર્ગ ગાવામાં અણધાર્યો સામેલ થઇ જવાથી, સભાની શોભા, ને આનંદ દીપી ઉઠયો હતો. વચગાળે, રા. ભોળાનાથ બાપાલાલે જણાવ્યું કે–"કવિશ્રી તો સ્ત્રીમંડળની ખાસ બેઠકોમાં આહાવું. પરમસુંદર કાર્ય કરી રહ્યા હતા; પણ તેમાં ડખલ કર્તા પુરૂષ વર્ગને ઘુસવાનું મળે નહીં તેથી દાઝે બળી નિર્દોષ દયારામની દાળમાં તેમણે કાળું જોયું, ને દેખાડયું. એ કેવું દુર્ભાગ્ય કહેવાય! પણ આપ સર્વ સમજુ છો, તેથી સત્ય વાત જોઇ શકશો. કવિનાં નીતીભકિત નાં અસરકારક કાવ્યો તરફ હવે આપણે નજર ફેંકીશું"–એમ કહ્યા પછી, ખાડીયા સંગીત શિક્ષકે બે બાળકો સાથે કવિશ્રીનું મરાઠી તથા હિંદી પદ પધ્ધતિસર, વાજીંત્ર સાથે દયારત્નમાળમાંથી ગાઇ બતાવ્યું હતું; અને સ્ત્રી વર્ગે, તેજ પુસ્તકમાંથી, "વૃજ વ્હાલું રે, વૈકુંઠ નહિં આવું."એ પદ લલકાર્યું. તે પછી પ્રમુખશ્રીએ ઉભા થઇ, દયારામ કવિ, સ્ત્રી વર્ગના કેવા લાડિલા, માનીતા, કવિરત્ન હતા, તેનો સચોટ પુરાવો આજની સભા, અને તેમાં સ્ત્રીવર્ગે લીધેલો હોંશીલો ભાગ બતાવી આપે છે, એમ કહી, કવિનાં કાવ્યો અને જીવનની રગેરગ જેવી ઝીણવટથી ભાઇ ભોળાનાથ બાપાલાલે તપાસી છે ભકિત તેવી ઝીણવટથી આપણે તેમના નીતી, અને સાહીત્યનાં કાવ્યો વાંચીએ ને સમઝીએ, તો ઘણી ગેરસમજ દુર થશે: અને લાભ થશે. એમાં શક નથી વળી એવોજ ઇનસાફ આપણે આપણા બીજા મહા કવિઓને આપીએ તો દશને અને આપણા સાહિત્ય ભંડારને સંગીન લાભ થાય. વિગેરે બહુ કીમતી વિચારો વખાંણવા લાયક છટા અને વિદ્વત્તા સાથે કહી સંભળાવ્યા હતા તે પછી, શ્રીયુત બેરીસ્ટર મી. જીવણલાલે, વિદ્વાન પ્રમુખનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરી. તેને સાક્ષરવર્ય શ્રીનગીનદાસે ટેકો આપ્યો; અને પ્રમુખે પુષ્પમાળા સ્વિકારી આભાર માની, સભા વિસર્જન હોવાનું જાહેર કર્યું.

આ ખબરની નોંધ તા. ૧૯–૯–૨૪ ના "સંદેશ" નામના રોજીંદા પત્રમાં તેમજ તા. ૧૪–૯–૨૪ ના "પ્રજાબંધુ" માં પણ લેવાયલી છે.

**૧૧૦—ગુજરાતી—**તારીખ ૧૨-૧૦-૧૯૨૮

## નરસિંહરાવ અને દયારામ.

આસિસ્ટંટ કલેકટર નહીં, તેમ ડીસ્ટ્રીકટ જડજ નહીં, પણ સુરતની ગુજરાતી સાહિત્ય પરિષદના માનવંતા પ્રમુખ, અને પ્રાચીન ગુજરાતના લોકપ્રિય છેલ્લા મહા કવિ-આ બે નામ સાથે જોડવાનું કારણ એ કે, સપ્ટેમ્બર માસમાં, મુંબઇમા, "દયારામ જયતિ" ઉજવાઇ, તે વેળા પ્રમુખપદેથી આપેલુ ભાષણ, નરસિંહરાવભાઇના નામ સાથે, વડોદરાવાળા ઓકટોબર માસના "સાહિત્ય" નામના માસિકમાં છપાયું છે. જ્યારે કાયદાની ખુંચ સમજવા હોય, ત્યારે લિગલ રિમેમ્બ્રન્સરનો અભિપ્રાય, બંધબેસતો હોય, તો વંદનીય લેખાય છે. તેજ રીતે, સાહિત્યની કાંઇ નવીન વાત-હકિકત સાક્ષરને મુખેથી બહાર આવે, ત્યારે તે કદાચ સત્યથી વેગળી હોય તોપણ, સપ્રમાણને વિશ્વાસપાત્ર મનાય છે. પણ માર્ગ દર્શક પાટિયું દિશાફેર મુકાયુ હોય મુસાફરો છેથી આડે રસ્તે ચઢી જતા હોય ત્યારે મર્યાદાના જોખમે પણ, પાટીયુ સવળું થવું જોઇએ. આમ સમજી, વંદનીય સાક્ષર શ્રીનરસિંહ રાવભાઇને પુછવાની ઉધ્ધતાઈ કરૂં છું કે, કવિ દયારામનો જન્મ અને મરણ બેઉ ડભોઇમાં થયાનું જણાવવાને શો આધાર છે ? અને કવિની ઉમ્મર, ૭૫ કરતા ઓછી હતી, એમ પણ માનવાને શું કારણ છે ? આ ખુલાસો થવાની ખાસ જરૂર છે, કેમકે હાલસુધી જાણવામા છે, તે હકિકત નીચે પ્રમાણે છે,

૧ કવિ દયારામની જન્મભુમિ-કવિ નર્મદ, રા. બા. કાટાવાળા, સદગત શ્રા ઇચ્છારામ સુર્યરામ દેસાઈ, સુરતવાળા રા. રા. ત્રિભુવનદાસ જમનાદાસ શેઠ B. A. વંડાદરાવાળા જગજીવનદાસ દયાળજી મોદી, અને ગુજરાતી વાંચનમાળાની છઠ્ઠી ચોપડીના જણાવ્યા પ્રમાણે, ચાણોદ છે માત્ર ડભોઇવાળા નારણદાસ પરમાનંદદાસ શાહ લખે છે કે "જન્મભુમી ડભોઇ." પરંતુ તેમણે બહાર પાડેલા કવિ દયારામના જન્માક્ષર પણ તેમ કહેતા નથી.

૨ કવિ દયારામનો જન્મ સંવત ૧૮૨૩ મા થયો હતો, એમ રા. બા. કાંટાવાળા, ઈ. સ. દેસાઇ, ત્રિભુવનદાસ શેઠ,, જગજીવનદાસ મોદી, અને ગુજરાતી છઠ્ઠી ચોપડી-એ સર્વે લખી જણાવે છે. છતા, નારણદાસ શાહ, અને કવિ નર્મદે તે "સંવત ૧૮૩૩" જણાવેલ છે; પણ જોશો તો ખાત્રી થશે કે, કવિ નર્મદની આ ભુલ સુધારવા, તેમના તેમજ કવિ દયારામ બન્ને ના-અંગત મિત્ર, સુરત નિવાસી શ્રી ચિમનલાલ નંદલાલે તા. ૨૫-૧૨-૧૮૬૫

ના રોજ જે પત્ર કવિ નર્મદાશંકરને લખેલો છે તેમાં તે સાફ કહી દે છે કે-"તમો લખો છો તેમ, એ વેળા એમનું વય ૭૫ નું નહીં, પણ ૮૫ નું હતું."

હકિકત આમ છે. પછી જે વેળા મેજીસ્ટેરિયલ પાવર પેન્શનરને ભાગ્યેજ હોય છે, તેવે પ્રસંગે, બિચારા કવિ દયારામની જિવનદોરી,વિના કસુરે. અને તેમના મુવા પછી, દસ વરસ, શી રીતે કાપી શકાય ? તે સમજાતું નથી. આશ્ચર્યની વાત તો એ છે કે, દયારામનું મરણ સંવત ૧૯૦૮ માં થયું હતું, એમ એકકેએક લેખક લખે છે, છતાં પણ, રા. નારણદાસ જુદા પડીને જણાવે છે કે, તે સંવત ૧૯૦૯માં થયુ હતું. આમ ૧૨ ભૈયાના ૧૩ ચોકા હોય, ત્યાં "એઈ ચોર" શી રીતે કહેવાય?

૩ નરસિંહરાવ કહે છે કે—કવિ દયારામની ગરબી-

" સાંભળ રે તું સજની મ્હારી ! રજની કયાં રમી આવીજી ? "

એ-ભાલણ કવીની કવિતાનું અનુકરણ છે-એમ માનવું એ ભૂલ છે. હું પુછીશ કે-તેઓશ્રીએ ભાલણ કવિની-

" કહેરે મુને કામની ! તું કયાં સાસ ભરાણીજી ?......"

એ ગરબી, તથા દયારાંમ કવિની, ઉપર લખેલી ગરબી, એ બન્ને, સાથે સાથે રાખીને જોઇ છે કે ?

દયારામની, દેશના એક હોંશીલા, ઉછરતા કવિ તરિકેની ખ્યાતી, તેમને મસ્ત દશામાં અકાદા જુના સારા કવિની પસંદ પડેલી કવિતાનું અને તે પણ વિકારી છતાં સાહિત્ય પ્રેમીઓ કદર કરે, એવી પરમસુંદર મોહભરી ભાષા ને વિચાર દ્વારા અનુકરણ કરવા પ્રેરે, તેમાં ઢાંકપિછોડો કરવા જેવું શું હશે, કે જેથી નરસિંહરાવભાઇ, આમ નહિં સંગીન-બચાવે દોડી આવેલા છે? ગમે તે આમા-ઉત્તમ પ્રકારનું અનુકરણ, એતો ઇશ્વરદત્ત લાયકાતને સર્વાંગે દિપાવનારૂં-ખિલવનારૂં-સિધ્ધનું પેહેલું પગથિયું છે, એમ કોણ નથી જાણતું ?

માટે, વાંચક વર્ગના લાભની ખાતર, માગેલા ખુલાસા, સંતોષકારક રીતે મળશે, તો ઘણોજ આભારી થઇશ. **એક જીજ્ઞાસુ.**

**૧૧૧ ગુજરાતી**-તારીખ ૧૯-૧૦-૧૯૨૪ પાનું ૧૬૭૭

'ગુજરાતી'ના ગતાંકમાં, એક 'જીજ્ઞાસુ'એ "નરસિંહરાવ અને દયારામ" એ શીર્ષક નીચે ચર્ચાપત્ર લખ્યું છે. તેમાં મુખ્ય વાત એ છે કે, જુદા જુદા લેખકોએ કવિશ્રી દયારામના જીવન વિષે જુદો જુદો નિર્ણય આપ્યો છે. તો ખરૂં શું ? જીજ્ઞાસુ આમ સવાલ પુછવા કુદી પડયા, તેના કરતાં વિચાર

કર્યો હોત, તો તેમને સ્વતઃ જવાબ મળી જાત.સદ્‌ગત નર્મદે કવિશ્રીને સાહિત્ય ક્ષેત્રમાં ઉન્નત સ્થાન આપવાનો યત્ન કર્યા પછી બધા સાક્ષરો કવિશ્રી વિષે શોધખોળ કરવા ઉતરી પડયા હતા, તે વસ્તુસ્થિતિ વિચિત્ર હતી કવિના શિષ્યો આપણા સુધરેલા શાક્ષરોથી દુર નાસતા હતા. તે ત્યાંસુધી કે, કવિ નર્મદે કવિશ્રી દયારામભાઇનાં કાવ્યો લોકો ગાતા હતા તે પરથી ઉતારીને છપાવ્યાં; પણ શિષ્યોએ તે ન આપ્યાં ! વળી ઉચ્છૃંખલ સુધારકોએ પણ એવી સમજ ફેલાવી હતી કે જુના વિચારના ધર્મિષ્ઠ મનુષ્યો તો દેશના ભારરૂપ છે; ને પોતેજ પશ્ચિમનુ અનુકરણ કરી દેશનો ઉધ્ધાર કરશે આથી કવિશ્રીના શિષ્યોએ કવિને લગતી કશી માહિતી સાક્ષરોને આપેલી નાહ; તેથી સાક્ષરોએ પણ મળેલી વિગતોને આધારે જન્મ, સ્થિતિ અને અવસાનના નિર્ણયો કરેલા છે. આ સ્થિતમાં "બાર ભૈયા ને તેર ચોકા" એવો દેખાવ થાય, તો આશ્ચર્ય શું છે? ડભોઇવાળા જોષી નાથજીભાઇ, કે જેઓ કવિના શિષ્યપુત્ર થાય છે, તેમણે કવિશ્રીનું ચરિત્ર લખાવીને પ્રકટ કર્યું છે, અને બન્તા લગી પુરાવા સાથે કવિશ્રીના જીવનનો ચિતાર આપ્યો છે તો તે પુસ્તકને આધારે આપણે નિશ્ચય કરી શકીએ. બાકી સાક્ષર શ્રી નરસિંહરાવ ગમે તે લખે યા બોલે તે કાંઇ પ્રમાણમત નજ ગણાય. તેમ તેઓનો દોષ લેખવો એ પણ ઠીક ન કહેવાય રજુ થયેલા સર્વ સાહિત્યોનો અભ્યાસ કરીને વિચારશીલ વાંચકે ચોક્કસ નિશ્ચય કરી લેવો એજ માર્ગ શ્રેયસ્કર છે.

**૧૧૨**-ગુજરાતી-તારીખ-૧૬-૧૧-૧૯૨૪ પાંનુ-૧૮૪૩

**ગુ૦ વ૦ સો૦ અને કવિ દયારામ.**

કયાં નવેમબર સને ૧૯૦૨, અને કયાં નવેમબર સને ૧૯૨૪ !

"વખત પલટાય છે જ્યારે. **પધારો ના ખસો થાયે**".

તા૦ ૮-૧૧-૧૯૦૨ ને શનિવારે, પ્રેમાભાઇ હોલમાં, કવિ મહાસુખરામે ગાયું હતું કે— (સવૈયા એકત્રિસા.)

જેના કાવ્યકુસુમની સુવાસે, ભોગી ભ્રમર ભમે તજિ ભાન,
જેના નામે નમન કરે છે, ગુણિ નરનારી બનિ ગુલતાન;
સાક્ષર વર્ગ શિરોમણિ ગણિને, ગુણનું ગાય નિરંતર ગાન,
**એ સુંદર કવિ દયારામની**, દિવ્ય છબી દીપે આ સ્થાન.

વળી કવિ હર્ષદે તા૦ ૨૬-૧-૧૯૦૨ ના રોજ, એક સભામાં કહ્યું હતુ કે—

(છપ્પો) સરલ સરલ અરૂ શુદ્ધ, શાંતપ્રદ અતિ આલ્હાદક.
પ્રફુલિત, ચિત હિતકરન, પ્રેમસુરતી પ્રતિપાદક;
સુભગ અર્થ સમ પૂર્ણ, ઉકિત નાયકા ભેદ બર,
કૃષ્ણચરિત ગુનકથન, ભકિતમહિમા અરૂ નીતબર;
પુનિ બિબિધ જગત બ્યબહારકો, હર્ષદ રસદર્શિત કિયો,
**પ્રિયદયારામ અસ કવિનકો, ધન્ય ધન્ય જગમેં જિયો.**

આ કવિ દયારામની છબી, પ્રેમાભાઇ હોલમાં-ભીંતે નહી પણ-પુલપિટ પાછળ ધુળ ખાતી પડેલી. તા૦ ૪-૧૧-૧૯૨૪ ના રોજ, એક સંગીત વિદ્યાલયના વાર્ષિક સમારંભની મીટીંગ બરખાસ્ત થઈ, ત્યારે નજરે પડી. હોલની દુરસ્તીનું-તેને ઇંદ્રભવન બનાવવાનું-કામ તો કદાચ બાર મહીના ચાલે, માટે લાંબા વખતથી ઉતારેલી છબી આમ નધણિયાતી રહી શકે ખરી કે? બીજી મ્હોટી છબીઓ કયાં હશે, તેની ખબર નથી. પણ આ તો આમ દીઠી. બગડશે, કે બરબાદ જશે, તો નવી માટે કેટલી વિપત્તિ પડશે-તેનો ખ્યાલ રાખવાની જરૂર નથી કે શું?

૨ બીજી વાત, છબીઓ ગોઠવવાની લાકડાની ચીપો ઉપરનાં નામ વાંચી જોયાં, તો જણાયું કે, સને ૧૯૦૨ માં "પધારો નંબર. ૧"નું સન્માન જે કવિરત્ન પામેલા, તેના નામનું પાટિયું-"ઉઠ,જા બેશ નંબર ૫ મો" ચોટાડેલું નજરે દીઠું; ને ગાંઠ વાળી કે, લોક ભલે દયારામને મહાકવિ કહે, પણ આ સ્થિતિમાં તેમનું ગૌરવ કેટલું? ડાહ્યાભાઈને બહુએ વાર્યા, પણ તે દિવાલની બીજી લાકડાની ચીપોપર લખેલાં નામ વાંચી બોલ્યા-**દયારામની સાહિત્યપરીક્ષા લીધી કોણે?** કયારે, અને કયે સ્થળે? અને એ શામાં કાચા માલમ પડયા-તે લોક કેમ જાણતા નથી? આમ પરીક્ષા લઇ એ છબીને આઘી ખસેડનારે કદાચ એમ ધાર્યું હશે, કે ઇશ્વરને સૃષ્ટિરચનામાં સૂર્યચંદ્રને આપેલાં સ્થાન બદલવાની સત્તા નહીં હોય, પણ માણસને તો ઇચ્છા થાય કે તરત, પધારો કહ્યું હોય તેને "ઉઠો, ખસો" કહેવાનો હક્ક છે.

૩ **હવે ત્રીજી વાત**-એટલે બીજો પ્રશ્ન-આ નામ લખેલી લાકડાની ચીપોની ગોઠવણી જોઈને થયો, તે એ કે-દુનિયામાં કવિ દયારામ પેહેલા, કે કવિ દલપતરામ? મહિપતરામ પહેલા, કે ફોરબસ સાહેબ? રા. બા. લાલશંકરભાઇ પહેલા, કે દી-બા. અંબાલાલભાઇ? એથી પણ આગળ જઈએ તો, નામધારી હોલવાળા નગરશેઠ પ્રેમાભાઈ પેહેલે નંબરે કેમ નહીં?

આ બધી ઘોટાળાવ્રીજ, હોલ સુપરવાઈઝીંગ કમીટીના, કે ગુજરાત સાહિત્ય સભાના કોઇ મેમ્બર હોલમાં ભરાતી મીટીંગમાં આવતા હશે, તેમને નજરે પડતી હશે કે નહીં? કદાચ તેમને નજીવી તો નહીં લાગતી હોય?

લી. એક પ્રેક્ષક